# નવીન યુગનો આત્મા.

લેખક તથા પ્રકાશક

મણિલાલ નથુભાઈ દોશી, બી. એ

અમદાવાદ.

કીંમત આઠ આના

આવૃત્તિ ૧ લી.
સન ૧૯૨૮.

પ્રત ૧૦૦૦



**આ લેખકનાં પુસ્તકો**

- પ્રભુમય જીવન.
- દિવ્ય જીવન.
- ઉચ્ચ જીવન.
- ગુરૂદર્શન.
- શ્રી બુદ્ધ ચરિત્ર.
- ચારિત્ર મંદિર.
- પ્રેમ અને સેવા.
- સખીને પત્રો.
- થિઓસોફી લેખમાળા

ઇત્યાદિ.

મુદ્રણ સ્થાન :
ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ,
સલાપોસ રોડ—**અમદાવાદ**
મુદ્રક :
પરીખ દેવીદાસ છગનલાલ.

# અર્પણ

સદ્દગત પ્રિય વડીલ બંધુ

## ચીમનભાઇ.

તમે સંસારી છતાં હૃદયથી ત્યાગી હતા, તમે પોતાના વકીલાતના ધંધામાં સત્યતા અને પ્રમાણિકતા સારી રીતે જાળવ્યાં છે. તમારૂં હૃદય સમાજના અનેક કુરીવાજને જોઇ બળતું હતું, અને તે સુધારવાની તમારા હૃદયમાં અપૂર્વ ધગસ હતી. મહાન્ જગદ્દગુરૂ પૃથ્વી-પર પધારે, પૃથ્વીને નવ-પલ્લવિત કરે, અને નવીન યુગ પ્રવર્તાવે, એ જોવાની તમારા હૃદયમાં ઉત્કટ ભાવના છેવટ સુધી હતી. તમે થિઓસોફીના એક અનન્ય સાચા ઉપાસક હતા. તમારૂં ચારિત્ર ઘણું ઉચ્ચ પ્રતિનું હતું. તમારા હૃદયની અનેક ભાવનાઓને પ્રદર્શિત કરતું

**નવીન યુગનો આત્મા**

એ પુસ્તક તમને પૂજ્યભાવે સમર્પણ કરી મારા પ્રત્યેના તમારા અસાધારણ સદ્દભાવના ઋણનો અલ્પાંશ આપવાની આ તક હાથ ધરૂં છું.

રતનપોળ—**અમદાવાદ.**
સંવત ૧૯૮૪
આસો વદ ૭

તમારો લઘુ બંધુ
**મણિલાલ**

મનુષ્યનો આદર્શ તેના જીવનને રંગે છે. ભવિષ્યનો જેવો તમારો આદર્શ હશે, તેવા તમે વર્તમાનમાં થવા માંડશો. નવીન યુગના આત્માએ બતાવેલા ઉચ્ચ આદર્શો વાંચો, સમજો અને જીવનમાં ઉતારો.

# બે બોલ.

સામાન્ય રીતે જગતમાં એવી માન્યતા પ્રચલિત છે કે વર્તમાન કાળના આપણા **વિચારો**, આપણી **વાસનાઓ** આપણાં **વચનો** અને આપણાં **કાર્યો** ઉપર આપણા ભવિષ્યનો આધાર છે. જેવું આપણે વાવીશું, તેવું આપણે લણીશું. કર્મનો અચળ નિયમ સત્યજ જણાવે છે કે હાલના આપણા વર્તન પ્રમાણે આપણું ભવિષ્ય થશે. પણ જો મનુષ્ય પોતે ભવિષ્યમાં કેવો થવાનો છે, થવા માગે છે, એ પોતાનું સાધ્ય નક્કી કરે, પોતાનો આદર્શ સ્થાપિત કરે, તો તે આદર્શ તેના વર્તમાન જીવનપર અસર કરવા લાગશે. જે મનુષ્યને કોઇ પણ જાતનું સાધ્ય નક્કી નથી, જેનો કોઈ પણ ચોક્કસ આદર્શ નથી. તે સુકાન વગરના વ્હાણની માફક જ્યાં ત્યાં ધકેલાય છે, અને લાંબો પ્રયાસ કરવા છતાં બહુ આગળ વધી શકતો નથી. ભવિષ્યનો આદર્શ જે પ્રમાણમાં આપણે જ્વલંત અને જીવંત બનાવીશું, તે પ્રમાણમાં તે આપણા વર્તમાન જીવનને અસર કરશે, અને આપણે થોડા વખતમાં તદ્દન બદલાઇ જઇશું.

આ દૃષ્ટિએ આ પુસ્તક વિચારવાનું છે. નવીન યુગનો આત્મા એટલે ભવિષ્યના આદર્શોની જ્વલંત મૂર્તિ. તેથી નવીન યુગનો આત્મા આપણને ભવિષ્યના આદર્શો જણાવી આપણને બેધડક તે તરફ જવા માટે તીવ્ર લાગણી ભર્યા શબ્દોમાં આગ્રહ કરે છે. તે કહે છે કે વિષય વાસનાના પાસથી છુટો; માંસ, દારૂ અને રસીઓથી દૂર રહો;

લાગણીઓને કેળવો, સહાનુભૂતિ રાખો, પણ લાગણીઓથી ખેંચાઇ જતા ના. નજીવી ક્ષુદ્ર બાબતોની ચિંતાથી મુક્ત થાઓ. તે નવીન યુગના આત્માનો મોટો સંદેશ બે શબ્દોમાં સમાય છે; પવિત્રતા અને પ્રેમ. પવિત્ર જીવન ગાળો અને સર્વ તરફ પ્રેમ ભાવ રાખો. જે કાર્ય પ્રેમના સનાતન નિયમની વિરૂદ્ધ હોય, તેવું કાર્ય કદાપિ આચરતા ના.

નવીન યુગના આત્માનો સંદેશ જગતમાં ફેલાયતો અનેક સામાજીક અનર્થોને સ્થાન પણ ન રહે, અને જગત સુખી સુખી થઇ જાય. આ પુસ્તક Spirit of the Unborn એ નામના અંગ્રેજી પુસ્તકને આધારે લખવામાં આવ્યું છે.

હાલના સમયમાં આ નવીન આદર્શો કેટલાકને ભારે પણ લાગશે, અને જીવનમાં ઉતારવાનું કામ અઘરૂં પણ જણાશે. પણ જો મનુષ્યનો દૃઢ નિશ્ચય હશે, તો જે અત્યારે આદર્શ લાગે છે, તે થોડા વખતમાં સામાન્ય જીવન વ્યવહારનો વિષય થશે. થોડા પણ જીવો આ આદર્શોને સાધ્ય બનાવી, તે દિશામાં કાર્ય કરતા થાઓ, એવી આ લેખકના હૃદયની ભાવના છે.

રતનપોળ, અમદાવાદ.<br>આસોવદ ૭ સંવત ૧૯૮૪ } **મણિલાલ નથુભાઇ દોશી.**



# પ્રેમ અને સેવા.

જગત્ દુઃખી છે. શાથી દુઃખી છે? તેનું ખરૂં કારણ **ધનનો** અભાવ નહિ પણ ખરા **પ્રેમનો** અભાવ છે. જ્યાં ખરો **પ્રેમ** નથી, ત્યાં ખરી **સેવા** નથી. અત્યારે સેવા કરવાની ભાવના જગતમાં પ્રવર્તતી જાય છે; પણ તે સેવાની પાછળ સાચો **પ્રેમ** હોય તોજ સેવા થઇ શકે. આ પુસ્તકમાં પ્રેમ અને સેવાનું રહસ્ય બતાવવા ઉપરાંત માનુષી સ્નેહ દિવ્ય પ્રેમ કેમ બને તે બતાવવામાં આવ્યું છે, તેમજ પ્રભુના એક ભકતે તેના માતુશ્રીને લખેલા પત્રો આપ્યા છે, અને ઉચ્ચજીવન ગાળવામાં વિચાર શો ભાગ ભજવે છે, તે બતાવવામાં આવ્યું છે. મૂલ્ય ૧ રૂપીઆ.

મણિલાલ ન. દોશી. બી. એ.
રતનપોળ—અમદાવાદ.

# અનુક્રમણિકા.


| | |
|---|---|
| પવિત્રતાનો પેગામ .... .... .... .... | ૧ |
| પાપથી બચો .... .... .... .... | ૧૨ |
| ઝેરથી ચેતો .... .... .... .... | ૨૭ |
| ક્ષુદ્ર બાબતોથી છુટો .... .... .... | ૩૪ |
| સામાજીક સ્થિતિ .... .... .... .... | ૪૩ |
| પવિત્ર વિચારોનો પ્રભાવ .... ... .... | ૫૫ |
| લાગણીઓની શુદ્ધિ .... .... .... .... | ૬૩ |
| વિશ્વવ્યાપી પ્રેમ .... .... .... .... | ૭૨ |
| વર્તમાન યુગ અને ભવિષ્ય યુગ .... .... | ૭૫ |
| પ્રકાશને પંથે .... .... ... .... | ૭૯ |
| દેવોનું આમંત્રણ .... .... .... .... | ૮૫ |

# નવીન યુગનો આત્મા.

## પવિત્રતાનો પેગામ.

હે ભવિષ્યના માતાપિતાઓ !

જગતના ભવિષ્યમાં જન્મવાના બાળકોનો હું આત્મા છું. અને તે રૂપે હું મારી નમ્ર પ્રાર્થના તમારા સંમુખ રજુ કરૂં છું.

હું આજના તથા આવતી કાલના માતાપિતાઓ પાસે એક પેગામ લાવું છું. તે પેગામ **પવિત્રતાનો** પેગામ છે.

પણ મારો પેગામ–સંદેશ માતાપિતાઓને ઉદ્દેશીનેજ નથી, પણ અત્યારે જે નાનાં બાળકો છે, જેઓ ભવિષ્યમાં માતાપિતા થશે કે નહિ તે અત્યારે જાણતા પણ નથી તેમને વાસ્તે પણ છે. તેમનામાં પણ અપવિત્રતા છે કે જે

તેના સૂક્ષ્મરૂપમાં છે, પણ જેને લીધે મારૂં ખરૂં સ્વરૂપ હું પ્રકટ કરી શકતો નથી. મારો જન્મ કેવળ જીવતા મનુષ્યો માટે નથી, પણ મરેલાઓ વાસ્તે પણ છે, કારણ કે તેઓ પૃથ્વીપર પાછા જન્મશે, અને તેઓ પણ ભવિષ્યના માતાપિતાઓ થશે.

માટે હું સર્વને મારો સંદેશ આપું છું. મારો અવાજ આખી મનુષ્યજાતિ માટે છે. તમારી વાસનાઓને–વૃત્તિઓને શાંત કરી મારાં વેણ સાંભળો.

હું ભવિષ્યના બધાં બાળકોના આત્મારૂપે મારી નમ્ર વિનંતિ તમારા આગળ મૂકું છું. નવાયુગના બાળકો સંબંધમાં હું મારા ઉદ્‌ગારો કાઢું છું, કારણ કે તેમને વાસ્તે પવિત્રતાની અગત્ય છે. જે માતપિતા પવિત્ર નથી, તેમને ત્યાં નવાયુગનું પવિત્ર બાળક જન્મ લેશે નહિ.

જો તમે પવિત્ર જીવન ન ગાળો, છતાં તમે જો ઇચ્છો તો બાળકોના માતાપિતા થઇ શકો, પણ તે સ્થિતિમાં તો તમારે ત્યાં જેવું બાળક આવે, તેનાથી તમારે સંતોષ માનવો જોઇએ. અપવિત્ર માતપિતાને ત્યાં પવિત્ર અને બહુજ આગળ વધેલો જીવ બાળક તરીકે આવી શકે નહિ. સ્વાર્થી અને અપવિત્ર કુટુંબોમાં તો નવાયુગનું બાળક થઇ શકે તેવા પગથિયે નહિ પહોંચેલા જીવોજ જન્મ લઇ શકે.

પણ હે પવિત્ર અને નિઃસ્વાર્થી માતાપિતાઓ! તમારે ત્યાં કોઇ નાલાયક બાળક આવી શકશે નહિ. નવીનયુગને જેવાં બાળકો જોઇએ છે, તેવા ગુણો જેનામાં ન હોય, તેવા જીવો તમારા બાળકોરૂપે આવી શકશે નહિ.

જો વર્તમાનકાળના માતાપિતાઓ પોતાનાં શરીરો અને ટેવોને, તેમજ લાગણીઓ અને વિચારોને શુદ્ધ કરશે તો હું નવા શરીરોમાં એવા ગુણો પ્રકટ કરીશ કે જેથી પૃથ્વી સ્વર્ગસમ બનશે, અને જીવન શાશ્વત સુખરૂપ થઇ જશે.

નવા યુગના માતપિતાઓને સંબોધવાનો આ મારો ઉદ્દેશ છે. જેઓ નવાયુગને વાસ્તે તૈયારી કરી શકતા હોય તેવા જીવો અને જેઓ જુની ગરેડમાં ચાલવા માગતા હોય, તેવા જીવોને જુદા પાડવાનો વખત આવી પહોંચ્યો છે.

સુંદર અને પવિત્ર બાળકોને તમારા પુત્ર પુત્રીઓરૂપે જોવાની ઇચ્છાવાળા હે માતપિતાઓ ! મારો આ સંદેશ શાંતચિત્તે શ્રવણ કરો. જેઓ અપવિત્ર છે, તેમણે નિરાશ થવાનું નથી, પણ પવિત્રતા તરફ પગલાં ભરવાનાં છે. જેઓ પવિત્ર છે, તેમણે અપવિત્રને ધિક્કારવાના નથી, પણ પોતાની પવિત્રતાના પ્રભાવથી અપવિત્ર વાતાવરણને શુદ્ધ કરી જગતમાં પવિત્રતા પોષવાની છે.

જ્યાં જ્યાં મનુષ્યોએ વાસ કર્યો છે, ત્યાં ત્યાં હરેક શહેર ઉપર એક વાદળ આવી રહેલું જણાય છે, તે વાદળ તે વિષયવાસનાના ઘેરા લાલ રંગનું દેખાય છે.

મારા આધ્યાત્મિક પ્રદેશથી જોતાં આ પૃથ્વીનો ગોળો મનુષ્યોના શરીરોમાંથી નીકળતા ઘેરા લાલ રંગના વાદળથી છવાયેલો માલૂમ પડે છેઃ

કલાકે કલાકે તે ધુમસ ઘટ્ટ થતી જાય છે, તેની દુર્ગંધ વધારે વધતી જાય છે; અને તેનું કારણ મનુષ્યોનાં વિષયી કાર્યો, વિષયી વાતો અને વિષયી વિચારો છે.

તેવા વાદળમાં થઇ મારે પૃથ્વીપર આવવાનું છે.

નવો જન્મ લેવાને જેમાંથી પસાર પણ ન થઈ શકાય એવા હલકા વાતાવરણમાં થઇ મારે આ પૃથ્વીપર આવવાનું છે.

હું પૃથ્વીપર આવું તે પહેલાં તો મારાં શુદ્ધ શરીર આવા વાતાવરણથી ઘણી રીતે ખરડાઈ જાય છે, અને કેવી રીતે હું નવયુગની મારી ભાવનાઓ અને આશાઓ આ શરીરો દ્વારા પ્રકટ કરી શકું ?

જેઓ લગ્નથી સંબધિત હોવા ઉપરાંત પવિત્ર જીવન ગાળે છે, તેવા માતાપિતાઓએ પેદા કરેલા પવિત્ર શરીરમાં મને જન્મ લેવાની તક મળે તેની હું રાહ જોઇ રહ્યો છું.

પ્રેમની પવિત્ર ગાંઠરૂપ લગ્નદ્વારા લોકો મને શરીરો પુરાં પાડશે, એવી હું આશા રાખતો હતો, પણ લોકોએ લગ્નને કેવું બનાવી દીધું છે ?

લોકોએ લગ્નને અપવિત્ર બનાવ્યું છે, કાયદાસરની અનીતિનું સ્થાન બનાવ્યું છે, અને વારંવાર વિષયવાસનાની તૃપ્તિના સાધનરૂપ ગણી લગ્નને અધમ બનાવ્યું છે.

મારા જેવા નવયુગના પવિત્ર બાળકોનો જો તમારે ત્યાં જન્મ જોઇતો હોય તો આ વર્તમાન સ્થિતિ બદલાવી જોઈએ. હું તો પવિત્ર માતાપિતાઓએ પુરાં પાડેલાં પવિત્ર શરીરોમાંજ વાસ કરી શકું.

મારામાં રહેલાં ઉત્તમોત્તમ અને ઉચ્ચ તત્ત્વો હું જે શરીરો દ્વારા પ્રકટ કરી શકું તેવાં શરીરો પુરાં પાડવાના

હેતુથી મારા જન્મ ખાતરજ ઉત્પાદકશક્તિનો તમારે ઉપ-યોગ કરવો જોઈએ.

**ઉત્પાદક શક્તિ** એ તમારામાં રહેલું **દિવ્યમાં દિવ્ય તત્ત્વ** છે. તમે તે બાબતમાં પ્રભુને મળતા આવો છો, એટલુંજ નહિં પણ તે શક્તિ તમારી દિવ્યતાની દર્શક છે.

**માટે ઉત્પાદક શક્તિનો દુરુપયોગ ન કરો.**

તમે **અત્યાર સુધી** તેનો શો ઉપયોગ કર્યો છે ?

**અત્યારે** તેનો તમે કેવો ઉપયોગ **કરી રહ્યા છો ?**

પ્રમાણિક પણે આ પ્રશ્નો તમારી જાતને પૂછો. તમારા કહ્યા સિવાય પણ હું તમારો જવાબ જાણું છું. કારણ કે મારી દુનિયામાંથી તમારા જીવનની ગુપ્તમાં ગુપ્ત બાબત હું જાણી શકું છું.

તમે તમારી મેળે વિચાર કરી શકો અને તમે જાતે જાણી શકો અને તમારી જુની ગરેડમાં તમે અવિચારીપણે ઘસડાઇ ન જાઓ, તે કારણથી હું તમને આ પ્રશ્નો પુછું છું.

હું તમારે ત્યાં બાળક તરીકે આવું ત્યારે મારા સ્વરૂપને પ્રકટ કરવા માટે જે પવિત્રતા એટલી બધી જરૂ-રની છે, તેવી પવિત્રતા મને મળી શકશે ? અથવા શું તમારી આસપાસનું અશુદ્ધ વાતાવરણ મને ગુંગળાવી દેશે ?

મનુષ્ય જાતિને અપવિત્રતાના જે ભારે જખમો પડયા છે, તે ઉપરના પાટાઓ કાઢી નાખી લોકોને તેમની ખરી સ્થિતિનું ભાન કરવામાં હું તમને સખ્ત લાગું છું ? તમને

જો ન ગમે તો મારો સંદેશ સાંભળવાનું બંધ કરો. પણ પછી ! તમારી હઠીલાઈનાં, તેમજ જાણીજોઈને અજ્ઞાનમાં પડી રહેવાની તમારી ટેવનાં જે પરિણામ આવે તે વાસ્તે બરબડતા ના.

હું જાણું છું. તમારા ભૂતકાળના તથા વર્તમાન કાળનાં બધાં કાર્યો હું જોઇ શકું છું, તેમજ ભવિષ્યમાં તમારે વાસ્તે શી શકયતાઓ છે, તે પણ હું જાણી શકું છું. તમે આ સંબંધી તમારા મન સાથે શાંતિથી વિચાર કરી તમારા જીવનમાં યોગ્ય પરિવર્તન કરશો, એવો સંભવ તમારે વાસ્તે હોવાથીજ હું તમારી પાસે આવીને આ સંદેશ આપવાને ઉચિત ધારૂં છું.

હું શું જોઇ રહ્યો છું ? કેવાં કાર્યો મારી નજરે પડે છે ?

વૃદ્ધો તેમજ યુવાનો, નાના નાના બાળકો પણ ઉત્પાદકશક્તિનો દુરુપયોગ કરી રહ્યા છે.

આ કોનો દોષ છે ! નાના બાળકો પણ ખોટે રસ્તે પોતાની શક્તિનો દુરુપયોગ કરતા જોવામાં આવે છે, તેવી ભયંકર સ્થિતિ માટે કોણ જવાબદાર છે?

પવિત્ર જીવન નહિ ગાળનારા હે માબાપો ! એ દોષ તમારો પોતાનો છે. પોતાના અપવિત્ર આંદોલનોથી વાતાવરણને અપવિત્ર બનાવનારા હે પુખ્ત વયના પુરૂષો અને સ્ત્રીઓ! આ દોષ તમારો છે. જે કાંઈ તમે વિચારો રૂપે, લાગણીઓ રૂપે અને કાર્યો રૂપે બ્હાર પ્રકટ કરો છો, તેની બીજાઓના ઉપર તમે ધારી પણ ન શકો તેવી પ્રબળ અસર થાય છે.

નાનાં બાળકો, જલ્દીથી જેના પર અસર થાય તેવાં હોય છે; તે બાળકોને તમારા જીવનની અસર થાય છે. માટે તમે ઠપકાને પાત્ર છો.

હે બાળકોના માતપિતાઓ! તમે તેમને કયા હેતુથી જન્મ આપ્યો છે એ તમને સાંભરે છે? તમારે ત્યાં આવનારા ભવિષ્યના **બાળકના પ્રેમને** ખાતર, કે અવિચારીપણે, વિકારોને આધીન થઇ વિષયતૃપ્તિના પરિણામે તમે તેમને જન્મ આપ્યો છે!

અને જ્યારે ગર્ભાશયના સ્થળમાં નાની કળી વિકસતી હતી, તે વખતે તમે શું તે પવિત્ર સ્થળની પવિત્રતાને જાળવી છે?

વિષયવૃત્તિના પરિણામે નીપજેલાં ઘણાં બાળકો તેવીજ જાતના અપવિત્ર વાતાવરણમાં તેવાજ વિચારો અને કાર્યોની વચમાં મોટા થાય છે.

આ રીતે ભૂતકાળમાંથી લાવેલાં હલકાં બીજને પુષ્ટિ મળે છે. ઉત્પાદક અવયવો સંબંધીના કોઇપણ જાતના જ્ઞાનના અભાવે ચેતવણી વિનાના તે બાળકો શરીરનો નાશ થાય તેવાં છુપાં પાપો કરે છે.

આવાં નિર્માલ્ય બાળકો માતપિતા બને છે અને તેમને ત્યાં મારે જન્મ લેવો પડે છે, અને તેમની નિર્બળતાઓનું પરિણામ મારે શોસવું પડે છે.

જ્યાં ત્યાં વિષયવાસનાનું વાદળ ઘટ્ટ થતું જાય છે અને ભેદાય નહિ તેવું માલૂમ પડે છે. આવા મનુષ્યો હોય

તો હું–નવીન યુગનો બાળક શી રીતે આવી શકું ? તેમના શરીરમાંથી નીકળતા શ્વાસોચ્છવાસથી હું તો ગુંગળાઈ જાઉં છું.

દીલગીરીની વાત તો એ છે કે મનુષ્યજાતિનો મોટો ભાગ આ સ્થિતિમાં છે. માટે હું ફરી ફરીને પવિત્રતા વાસ્તે તમારી પાસેથી માગણી કરી રહ્યો છું પણ ગંભીરતાથી સાંભળનારા ઘણા થોડા મનુષ્યો છે, અને સાંભળીને મારા સૈન્યમાં ખુશીથી જોડાઇ જગતમાં પવિત્રતા લાવવા વાસ્તે કમર કસી કામ કરનારા તેથી પણ થોડા છે. હે વાચક ! તું મારો એક સૈનિક થઈશ ? મારા આત્માને પવિત્ર શરીર પુરૂં પાડનાર તું એક થઈશ !

પવિત્ર જીવન ગાળી એ વિષયના ઘેરા લાલ રંગના વાદળમાં ચીરા પાડનારા જે કોઈ મનુષ્યો દેખાય તેની હું રાહ જોઇ રહ્યો છું.

દરેક મનુષ્ય ધારે તો આ ગુંગળાવી નાખે તેવા વિષયી વિચારોના વાદળમાં વૃદ્ધિ કરતો બંધ થઇ શકે. જે મનુષ્ય મનથી, વૃત્તિથી અને શરીરથી પવિત્રતા જાળવે છે, અને ઉત્પાદકશક્તિનો મિથ્યા વ્યય કરતો અટકે છે, તે પ્રકાશ આપતા એક નાના સૂર્ય સમાન બને છે, અને તે પોતાની પવિત્રતાના તેજવડે આ વિષયવાસનાના વાદળને ભેદવા તેની શક્તિના પ્રમાણમાં સમર્થ થાય છે.

મારી દુનિયામથી હું તે વાદળને ભેદી શકું. જ્યાં મનુષ્યો ચાલુ રીતે વાતાવરણને બગાડતા હોય, ત્યાં તેને સાફ અને શુદ્ધ કરવાનું કામ ઘણું નિરાશાજનક છે, પણ

જ્યારે તમારી દુનિયામાંથી કોઇ પણ મનુષ્ય આ દિશામાં પ્રયત્ન કરે છે, ત્યારે તે જોઇને મને આનંદ થાય છે, અને હું તેને મદદ આપું છું, અને મારી મદદથી તેનું બળ વધતું જાય છે, અને આ રીતે તે એક મોટું બાકું પાડી શકે છે કે જે દ્વારા હું મારી શક્તિઓ અડચણ વિના પ્રકટ કરી શકું, તેવી સ્થિતિ મને જણાવા લાગે છે. પછી ક્યાં તો હું તેના બાળકો રૂપે આવું કે તેના પોતાનામાં પ્રકટ થાઉં એ બીનમહત્વનું છે.

હું નવીનયુગના આત્મા રૂપે તમને અરજ કરવાને આવ્યો છું. ભવિષ્યનાં બાળકો વાસ્તે તમે સારાં અને પવિત્ર શરીરો પુરાં પાડો એટલાજ વાસ્તે નહિ, પણ તમારા પોતા-નામાં પણ હું મારા અનેક ગુણો સાથે પ્રકટ થવા માગું છું કે જેથી તમે પોતે પણ નવયુગને વાસ્તે લાયક બનો.

હું દરેક જાતની પવિત્રતાની તમારી પાસે માગણી કરૂં છું.

પ્રથમ તો **જાતીયવિષયક પવિત્રતાની** માગણી કરૂં છું. **ઉત્પાદક શક્તિનો પવિત્ર ઉપયોગ ઉત્પાદક કાર્ય વાસ્તેજ કરવો એ મારી માગણી છે.**

તમારી દિવ્ય ઉત્પાદક શક્તિનો હલકી જાતની વિષય-તૃપ્તિ માટેજ ઉપયોગ કરતાં અટકો. નવાં શરીરો ઉત્પન્ન કરવા માટે જો તે શક્તિની જરૂર ન હોય તો **ઉચ્ચતા-પ્રેરક શબ્દો** અને **ઉન્નત બનાવનારા વિચારો** રૂપે તે શક્તિનું **રૂપાંતર** કરો અને તે શબ્દો અને વિચારો દ્વારા જગતને મદદ કરો. તમારી નવું ઉત્પન્ન કરવાની શક્તિનો

ઉપયોગ, તે શક્તિના સંયમ અને ઉચ્ચીકરણ દ્વારા, તમારા શરીરોને નવું જીવન આપવામાં કરો, તોજ હું નવા યુગનો આત્મા તમારામાં જન્મ લઇ શકીશ.

હે પુરૂષો તથા સ્ત્રીઓ ! હે યુવકો તેમજ યુવતીઓ ! હું તમારા બધા પાસેથી પવિત્રતાની માગણી કરૂં છું. તમે મને આ કામમાં મદદ કરો. નિર્દોષ પવિત્રતાના કિરણરૂપ થાઓ કે જેની આસપાસ વિષયવાસનાનું વાદળ રહી–ટકી શકે નહિ.

વિકારોના પરિણામે દુઃખદાયક બાળપ્રસૂતિ થાય છે, અનેક પ્રકારની શારીરિક અવ્યવસ્થા અને માનસિક રોગો પ્રકટે છે, અને જ્યાં સુધી તે પર જય મેળવવામાં ન આવે ત્યાં સુધી કેવાં ભારે પરિણામો તેનાં આવશે, તે કોણ કહી શકે ?

**વિષયી ટેવોથી** અને **ચાલુ અયોગ્ય વિચારોથી** વિષયવૃત્તિ પ્રબળ થઇ મનુષ્યને પોતાનો ગુલામ બનાવે છે. તમે તેના ગુલામ બન્યા છો, કારણ કે તમે તમારા પર વિકારોને સત્તા ચલાવવા દીધી છે.

આ તમારી ટેવ વાસ્તે તમને પેદા કરનાર પ્રભુને ઠપકો આપતા ના.

તમે તમારી સ્વાભાવિક શક્તિને અસ્વાભાવિક બનાવી હદ બ્હાર ઉશ્કેરી મૂકી છે.

જો તમારી ઇચ્છા હોય કે મારે તમારે ત્યાં આવી મારૂં શરીર બાંધવું જોઇએ તો બીજ રોપવાની ક્રિયા પણ

**વિકાર વિના** થવી જોઈએ. જ્યારે મનુષ્ય પોતાના જીવન-માર્ગો અને વિચારના માર્ગો પવિત્ર કરે છે, ત્યારે દારૂનો શોખ અને મરીમશાલાવાળા ખોરાકની રૂચી સ્વાભાવિક રીતે અદૃશ્ય થાય છે, તેજ પ્રમાણે જે મનુષ્ય પૂર્ણ પવિત્ર-તાના માર્ગ પ્રયાણ કરે છે, તેનામાંથી હદબ્હારની વિષય-તૃપ્તિની વૃત્તિ સ્વાભાવિક રીતે મંદ પડી જાય છે.

ઇન્દ્રિયોના સામર્થ્ય ઉપર પૂર્ણ કાબુ મેળવી નવયુગ-ની પ્રજા વિકારોથી મુક્ત થતી જશે, અને જે પ્રેમ શરીરની તૃપ્તિ શોધતો નથી, તેવો મહાન્ અને પવિત્ર પ્રેમ મેળવી તે પ્રમાણે પોતાનું જીવન ગાળશે. ફક્ત પ્રેમથી–ભવિષ્યમાં આવનાર બાળકના પ્રેમને ખાતરજ નવયુગના મનુષ્યો પોતાની કુદરતી શક્તિનું ઘણું પવિત્ર કાર્ય કરશે, અને આ રીતે જન્મનાર બાળકોને ઉત્તમોત્તમ શરીરો પુરાં પાડશે.
**વિકારોથી મુક્ત થાઓ.**

આ રીતે તમારી જાતને મદદ કરશો, તેમજ **મને** પણ મદદગાર થશો. વિશેષ પવિત્રતા તરફ તમે જેમ જેમ દરેક પગલું ભરતા જાઓ છો, તેમ તેમ મહાન્, પુષ્કળ, પવિત્ર અને શાશ્વત આનંદ ભોગવવા તમે અધિકારી બનો છો.



# પાપથી બચો.

નવીનયુગનો આત્મા કહે છે કે–

"જ્યારે હું પૃથ્વીપર આવું, ત્યારે અનેક પાપથી બચવા ઈચ્છું છું. તમે જેને પાપ માનો છો, તેમાંથી જ નહિ પણ જેને હું નવીનયુગનો આત્મા પાપ તરીકે ગણું છું, તેમાંથી હું છુટો થવા માગું છું.

લાખો અને કરોડો લોકો મારા વિચારો સાથે સંમત નહિ થાય, પણ ભવિષ્યના યુગના જેઓ શહેરીઓ થવા માગે છે, તેઓ તો મારૂં દૃષ્ટિબિન્દુ સમજશે. જ્યાં સુધી તમે મારા વિચારોથી જુદા પડો છો, ત્યાં સુધી તમે નવીન યુગમાં દાખલ થવાને લાયક નથી.

હે માંસાહારી બંધુઓ! જ્યાં સુધી તમે પશુઓને મારો, અથવા બીજાઓ પાસે પશુને મરાવો ત્યાં સુધી તમે થોડા વખતમાં પ્રકટ થનારી મારી નવી પ્રજાના સભ્યો થઇ શકો નહિ.

મારે લોહીથી નહિ ખરડાયેલા, અને કોઈ પણ રીતે મલીન નહિ થયેલા શરીરોની જરૂર છે. અને જે હૃદયોમાં હું જન્મું, ત્યાં ઘાતકીપણાનો જરા સરખો સ્પર્શ પણ હોવો ન જોઇએ.

જ્યાં હું જઉં, ત્યાં કોઇ પણ જાતની કતલ હોવી ન જોઇએ.

ખોરાકને ખાતર પણ કોઇ પણ પશુની કતલ કરવી તે **મારા** નિયમની–જે પ્રેમનો નિયમ છે તેની–વિરૂદ્ધનું મોટું પાપ છે.

તમને તે કતલ જરૂરની લાગે છે, કારણ કે તમે વિચાર કરતા નથી. તમને તે કતલથી ઉપજતો ખોરાક એટલો ગમે છે કે તમે તે સંબંધી વિચાર કરવાને જરા પણ શ્રમ લેતા નથી.

તમે પોતે મુડદું ન થઈ જાઓ, તે માટે તમે તમારી હોજરી મુડદાઓથી–પશુઓના મૃત શરીરોથી ભરો છો, પણ તમારે જાણવું જોઇએ કે જે પ્રાણીને તમારા વાસ્તે અથવા તમારાથી મારી નાંખવામાં આવે છે, તે દરેક પ્રાણીનો આત્મા તમારી અને **મારી** વચ્ચેના માર્ગમાં એક મોટી આડખીલ ઉભી કરે છે.

તમે ગમે તે ખાતા હો–તમે માંસ, મચ્છી કે મરઘી ખાતા હો-પણ હું તો તમને ગુનેગાર ગણું છું, કારણ કે તમારો ખોરાક **અપવિત્ર** અને **મલીન** છે. વિચાર કરો.

**તમને** તમારામાં વહેતું જીવન કેટલું પ્રિય લાગે છે ?

તેવીજ રીતે દરેક જીવને લાગે છે. નાનામાં નાના જીવના શરીરનું બંધારણ તપાસો—તે કેવી સુંદર રીતે રચવામાં આવ્યું છે, તેનો વિચાર કરો. અને તમે તેવા જીવોનું ખોરાક તરીકે ભક્ષણ કરો છો. પ્રાણીજન્ય ખોરાકની મનુષ્યને જરૂર નથી એ સાબીત કરી શકાય તેમ છે. ઘણા વિદ્વાનોએ તે સાબીત પણ કર્યું છે.

પશુઓને મારી નાખતા પહેલાં અનેક રીતે ત્રાસ આપવામાં આવે છે, તેનો વિચાર કરો. કોઇની જીવતી ચામડી ઉખેડવામાં આવે છે, તેનો ખ્યાલ લાવો, અને પછી મનુષ્યજાતિ વાસ્તે તે પશુને **ભય** અને **દ્વેષ** પ્રકટે છે, તેનો કલ્પના શક્તિથી ખ્યાલ લાવો. પશુઓને જયારે મારી નાખવામાં આવે છે, ત્યારે તેમના હૃદયમાંથી નીકળતી ભય અને દ્વેષની પ્રબળ લાગણી વાતાવરણમાં ફેલાય છે, જેના પરિણામે મનુષ્યો અનેક રીતે દુઃખી થાય છે.

તમારૂં ઘણું ખરૂં દુઃખ જેની સામે તમે બડબડો છો, અને જે દુઃખને તમે ગેરવાજબી માનો છો, તે દુઃખનું કારણ તમે નજીકના અથવા દૂરના ભૂતકાળમાં પશુઓની કરેલી કતલ હોય છે. સમજો. આ વિશ્વમાં અન્યાય જેવું કાંઇ છેજ નહિ. તમે જે ઉત્પન્ન કર્યું છે, તેજ તમારી પાસે આવે છે. જે વર્તન તમે બીજા પ્રત્યે તમારા વિચારો, વચનો કે કર્મોથી ચલાવો છો, તેની અસર વ્હેલી કે મોડી તમને થયા વિના રહેતી નથી.

તમે કહેશો કે તમે જાતે પશુઓને ખોરાક માટે મારતા નથી, પણ બીજા પાસે મરાવો છો—તો તો તમારો ગુન્હો

બમણો થાય છે; પ્રથમ તો તે પશુની કતલ વાસ્તે તમે ગુન્હેગાર બનો છો, અને તમે તમારા એક માનવબંધુને ઘાતકી કામ કરવા દોર્યો, તેથી તમે બમણા ગુન્હેગાર થાઓ છો, કારણ કે તે બીજો મનુષ્ય ખાટકીનું કામ કરીને પાપ કરશે, તેને વાસ્તે તેને ભવિષ્યમાં ઘણું દુઃખ સહન કરવું પડશે. બંને ગુન્હાઓની અસર તમારા પર થશે.

હું તમારી દલીલ સમજું છું. તમે કહો છો કે શરીર ટકાવવાને કાંઇ પણ વસ્તુનો નાશ તો કરવો જ જોઇએ. પણ પશુને બદલે વનસ્પતિનો **આહાર કરવો** એ તમારા હાથમાં છે. કારણ કે પશુ જેટલી વનસ્પતિ વિકાસ પામેલી નથી.

તમારા પ્રેમનું ક્ષેત્ર વધારવાનું કામ તમારા હાથમાં છે. તમને જણાશે છે કોઇ પણ પશુની કતલ કરી મેળવેલા માંસ શિવાય તમે જીવી શકો છો.

ઢોર અને શિકારી પશુઓને જો તમે નહિ મારો તો એટલા બધાં વધી જશે કે તેઓ તમારા બગીચાઓ, તમારા શહેરો અને તમારા ઘર પર હલ્લો કરશે, એવો ખોટો ભય રાખવાની જરૂર નથી. જો તમારાં **કાર્યો** તથા તમારા **મનના વલણનો** પાયો **પ્રેમ** હશે તો તેથી તમને કાંઇ પણ નુકશાન થવાનું નથી. પ્રેમ એ સૃષ્ટિનો પાયો છે—આખા વિશ્વનો મૂળ નિયમ છે. જ્યાં મનુષ્યો પ્રેમમય જીવન ગાળે છે, ત્યાં નિયમ પોતાનું કાર્ય કરે છે, અને બધા સંયોગોને પરસ્પર બંધબેસતા અને અનુકુળ બનાવે છે.

પશુઓ ઉપર અખ્તરા નિમિતે ગુજરાતું ઘાતકીપણું!

હું તો તે શબ્દ સાંભળી થરથર ધ્રુજું છું. મનુષ્યની બુદ્ધિ કેટલે સુધી આડે રસ્તે દોરાઈ ગઈ છે કે જેથી તે આવું પાપ કરે છે, અથવા આવા પાપમાં રસ લે છે.

હે મનુષ્ય ! તારા હાથમાં નિરાધાર અને મુંગા પ્રાણી સંભાળ વાસ્તે મૂકવામાં આવ્યાં હતાં કે જેથી તું તેમને દોરે અને વિકાસક્રમમાં આગળને પગથિયે તેમને લઇ જાય. તે તારા **નાના બંધુઓ** છે અને તે તારા કુટુમ્બીજનો છે.

હે મનુષ્ય ! તું ગુન્હેગાર છે.

કારણકે તેં પશુઓને ગુલામ બનાવ્યા છે, અને તારા સ્વાર્થ ખાતર પશુઓ પ્રત્યે તેં ઘાતકી વર્તન ચલાવ્યું છે, અને તેમની પાસેથી હદ ઉપરાંત કામ લીધું છે, એટલુંજ નહિ પણ અમાનુષી રીતે તેં તેમને ભુખ્યા રાખ્યા છે, જીવતા બરફમાં ઠરી જવા દીધા છે, કકડા કર્યા છે, તેમને કરવત વતી કાપ્યા છે, તેમની ચામડી ઉખેડી છે, બાળ્યા છે, શેકયા છે, તેમની કતલ કરી છે, તેમની ખોપરીઓ તોડી છે, અને તેમને અનેક રીતે ત્રાસ આપ્યો છે.

દવાની શોધ કરવાના બ્હાના હેઠળ તેં પ્રભુનાં નાનાં બાળકોને—લાગણી ધરાવતા અનેક સજીવ પ્રાણીઓને—કલ્પી પણ ન શકાય તેવી જાતનો ત્રાસ આપ્યો છે.

પશુઓના વડીલ બંધુઓ અને પ્રેમાલ રક્ષકો થવાને બદલે તમે પશુઓ જેવું વર્તન તેમના પ્રત્યે ચલાવી તમે **પશુ** બન્યા છો, અને એક રાક્ષસની માફક તમે પશુઓને અત્યંત દુઃખ દીધું છે.

પ્રયોગોમાં જે પ્રભુનાં નાનાં બાળકોનો ઉપયોગ કરવામાં આવે છે, તે ખરેખર દયા પાત્ર છે.

પણ વિશેષ દયાને પાત્ર તો તેઓ છે કે જેઓ આવા પ્રયોગો કરી રહ્યા છે. તેમના સ્વેચ્છાપૂર્વક કરાતા ઘાતકીપણાનાં તેમને બહુજ બુરાં પરિણામ ભોગવવાં પડશે. મરણ પછીની સ્થિતિમાં તેમજ બીજી જીંદગીઓમાં આ પશુઓ પ્રત્યે ગુજારેલા ત્રાસના જે અસહ્ય પરિણામો તેમને ભોગવવાં પડશે, તેમાંથી કોઇ તેમનો બચાવ કરી શકશે નહિ. દરેક કર્મનું પરિણામ આવે છે. એ કર્મનો મહાન્ નિમય અવિચળ છે. પશુઓને ભય અને ત્રાસ આપીને ભવિષ્યમાં ભય અને ત્રાસ પામવાનાં કારણો તેઓ· એ ઉત્પન્ન કર્યા છે. આવા દુઃખદાયક પરિણામ જરૂર આવશે, ત્યારે તેઓ દુઃખ પામીને સઘળા જીવતાં પ્રાણી-ઓને બચાવતાં અને તેમનું રક્ષણ કરતાં શીખશે. એ પ્રયોગો કરનારાઓની દયા ખાઓ.

પણ તેથી તમારી જવાબદારીને ભૂલી જતા ના. કારણકે તમે પોતે તે પ્રયોગ કરનારાઓને તેમના અમાનુષી કાર્યમાં મજબૂત બનાવવામાં અને ઉત્તેજન આપવામાં મદદ કરી છે અને હજી મદદ કરી રહ્યા છો.

તમારા વર્તમાન ઘાતકીપણાથી તેમજ તમે ભૂતકાળમાં કરેલા ઘાતકી કર્મોથી તમે વાતાવરણમાં એવાં વિચારનાં રૂપો ઉત્પન્ન કર્યા છે, જે એકત્ર થઇને તે પ્રયોગ કરનારને બહુજ નિર્દય કાર્યો કરવા પ્રેરે છે. પછી તમારી સંમતિથી અથવા ઉપર ઉપરના વિરોધથી અથવા આ બાબતની તમારી

બેદરકારીથી તમે તે ગુનામાં ભાગીદાર બનો છો.

તમારો રોગ મટાડવામાં અખતરાથી મેળવેલી દવાઓ મદદગાર થાય છે, એવા વિચારથી શું તમે જીવતા પ્રાણી ઉપર અખતરા કરવાની રીતને પસંદ કરો છો? ત્યારે આટલી વાત સ્મરણમાં રાખો. દુઃખ અને દરદ કુદરતના નિયમનો ભંગ કરવાથી પેદા થાય છે, અને પ્રેમના નિયમનો ફરીથી ભંગ કરવાથી તે મટી શકે નહિ. પ્રેમ અને ન્યાયનો જે વિશ્વવ્યાપી નિયમ છે, તેનો અનાદર કરી તમે કદાપિ સુખી થઇ શકો નહિ.

તમે હજી પણ એવું માનતા હશો કે આ જીવતા પશુઓ ઉપર અખતરા કરવાની રીત તમારૂં જીવન કે તમારા સ્વજન કે પ્રિયજનનું જીવન લંબાવવામાં મદદગાર થશે. પણ જો આ વાત સાચી હોય તો પણ હું તો **કોઇપણ પ્રાણીને દુઃખ આપીને જીવતાં રહેવા કરતાં આ શરીરને છોડી દેવાનું વધારે પસંદ કરૂં.**

જો તમે નવાયુગની સાથે સંબંધમાં આવવા માગતા હો તો તમારૂં દૃષ્ટિબિન્દુ ઉપર પ્રમાણેનું હોવું જોઇએ.

તમારા કાયદાઓ ખુન કરવાની ના પાડે છે, છતાં તમે કાયદા વડે ખુનીનું ખુન કરો છો. જેમનાં મગજ અવ્યવસ્થિત થયાં હોય તેજ આવી વિચારશ્રેણીને વાજબી ગણે. પણ મનુષ્યનાં મગજ અને કાયદા બંને પૂર્ણ નથી. બંનેને શુદ્ધિની જરૂર છે.

જ્યારે હું ભવિષ્યની પ્રજાના બાળકોમાં જન્મ લઇશ, ત્યારે લોકોની મગજશક્તિ વધારે પવિત્ર બનેલી હશે, અને

પ્રેમના નિયમ સિવાયનો બીજો કોઇ નિયમ જગતમાં પ્રવર્તતો નહિ હોય.

મારાં બાળકો આ પ્રેમના નિયમ પ્રમાણે પોતાનું જીવન ગાળશે, અને તેમને મનુષ્યકૃત કાયદાઓની જરૂર રહેશે નહિ. અને હાલ તમારૂં જે જ્ઞાન છે, તેના કરતાં તેઓ જ્ઞાનમાં વધારે આગળ વધેલા હશે.

તમારે જાણવું જોઇએ કે કોઈ જ્યારે કોઇ ગુન્હો થાય છે ત્યારે તે શરીર ગુન્હેગાર નથી, પણ તે શરીરનો માલીક–શરીરને સાધન તરીકે ઉપયોગ કરનાર અંદર રહેલી વ્યક્તિ–રોગી સ્થિતિમાં છે. તમે ખુની મનુષ્યના શરીરને મારી નાખો, પણ તે મનુષ્ય તો જીવતો રહે છે. તમે તે મનુષ્યને શરીરથી છુટો કરો છો, અને તેને ફાંસીએ દીધા પછી તે પ્રથમ કરતાં વધારે ભયંકર બને છે. તેના અનેક દોષો સાથે દ્વેષ અને ધિક્કારથી ભરેલો તે મનુષ્ય કોઇપણ રીતના દબાણ વિના પોતાની ખરાબ અસર લોકોમાં ફેલાવ્યાજ કરશે.

જ્યાં સુધી તે શરીરમાં છે, ત્યાં સુધી તે શરીરમાં રહેલી તે વ્યક્તિના હલકાં કાર્યોને તમે મર્યાદિત બનાવી શકો, સંયમમાં રાખી શકો, અને સુધારી શકો. સ્થૂળ શરીરમાંથી છૂટો થયેલો તે ખુની હવે મનુષ્યોના કબજામાં નહિ હોવાથી, તેના જેવાજ મનના વલણવાળા મનુષ્યો તરફ દોરાય છે, અને તેમને તેવાંજ દુરાચારી કાર્યો કરવા તરફ પ્રેરણા કરે છે, અને પોતાનાં વેરનાં સાધન તરીકે તેમને વાપરે છે.

આ પ્રમાણે ગુન્હેગારોને ફાંસીએ દેવાથી વધારે ખુનો થતાં જાય છે. તેટલા માટે હું-નવીનયુગનો આત્મા તમને કહું છું કે " કોઇને મારતા ના, ખુનીને પણ મારી નાખતા ના. તેઓનું મરણ તમને મદદગાર થતું નથી, તેમ તે મરણ તેમને પણ મદદગાર નીવડતું નથી. તમે તેમના આત્મા-ઓને સુધારી શકો, ત્યાં સુધી તેમનાં કાર્યોને સંયમમાં રાખો. તેમને દરદીઓ ગણો. કારણકે નીતિની અપેક્ષાએ તેઓ દરદી છે. જેમ તમારો આત્મા એક વખત જે સ્થિ-તિમાં હતો તેમ તેમના આત્માઓ હજી બાલ્યાવસ્થામાં છે. તેથી તે નિર્બળ અને અજ્ઞાન છે. તેમને તમારૂં **જ્ઞાન** આપો, તમારૂં **નૈતિકબળ** આપો. **પ્રેમનો** નિયમ આ કાર્યમાં લાગુ પાડો.

જો તમે ખરેખરા મોટી વયના-આગળ વધેલા જીવ-હો તો મદદ કરવી, દોરવવું, શીખવવું અને ચ્હાવું એ તમારી ફરજ છે. પણ જો તમે ગુન્હેગારોને ધિક્કારવાનું અને ફાંસી દેવાનું ચાલુ રાખો તો તમે તે ગુન્હેગાર કરતાં વિકાસ-ક્રમમાં બહુ આગળ વધેલા નથી. **સાચી સમજનો અભાવ** અને **પ્રેમનો અભાવ** જેના લીધે બધા ગુન્હાઓ થાય છે, તે બે અવગુણો તમારામાં પણ છે.

એક સુધરેલી રીત તરીકે કે રમતને વાસ્તે કોઇપણ પશુનો શિકાર-જ્યાં હું-નવીન યુગનો આત્મા હોઉં ત્યાં-થવો જોઇએ નહિ.

જે મનુષ્ય શિકાર કરે છે, અથવા શિકાર કરાવે છે, તે **મારા** નૈતિક સિદ્ધાંત વિરૂદ્ધ મોટું પાપ કરે છે, કારણકે

મારા બધા સિદ્ધાંતો પ્રેમપર રચાયલા છે તમે રૂંવાના શોખીન છો, કારણકે તેની કીંમત બહુ મોટી છે, કારણ કે તેને વાસ્તે પ્રાણીઓના જીવનનો ભોગ આપવો પડે છે, અને પ્રાણીઓને અનેક રીતે હેરાન કરવા પડે છે.

તમે પક્ષીઓને મારીને કે ઈજા કરીને પીંછા મેળવો છો કે જેથી તમે ફેશનવાળી હેટ પહેરી શકો.

તમારા હાથને સુંવાળા મોજાં મળે, તે માટે માદાઓના ગર્ભાશય ચીરીને તેના બાળકોની ચામડી ઉતારવામાં આવે છે, તેનો કદી તમે વિચાર કર્યો છે ?

આ બધી વસ્તુઓનો દેખાવ જોઈ મારા પરમાણુએ પરમાણુમાં કમકમાટી ઉપજે છે, અને જ્યાં આવી વસ્તુઓ પહેરવામાં આવે છે, ત્યાં હું રહી શકું નહિ.

શું તમને એમ નથી લાગતું કે આવાં અલંકારો સાથે શ્રાપ ચોંટેલો હોય છે, અને જે મનુષ્ય **લોભને** ખાતર કે **ગર્વને** ખાતર તેવી વસ્તુઓને અડકે છે, તેને તેની ખરાબ અસર થયા વિના રહેશે નહિ. તે વસ્તુઓની સાથે પશુઓનું દુઃખ અને પીડા જે ચોંટેલાં છે તે, મારી માફક જે જોઈ શકે, તેને તો આ વસ્તુઓ ખરેખર સુગ ઉપજાવે છે, તેનો તમને ખ્યાલ નથી આવતો ?

તમારામાંનો મોટો ભાગ નૈતિક સિદ્ધાંતો ખાતર અથવા દયાળુ હૃદયને લીધે જે કાર્યો તમે બીજાઓ પાસે કરાવો છો, તેવાં કાર્યો તમે જાતે તો નહિ કરો. પણ તમારી **સુખસગવડ** અને **સંતોષને** ખાતર જે કોઈ આ મારવાનું કામ કરે છે, તેના જેટલાજ તમે ગુન્હેગાર છો. કારણકે

તમારામાં પ્રેમની ખામી છે, અને **પ્રેમની ખામી** એ મારે મન **મોટો દોષ** છે. ગમતને ખાતર કે રમતને ખાતર પશુઓને મારવાં એ ઘણું દુષ્ટ કાર્ય છે, જેનાથી ભવિષ્યની મારી પ્રજાના લોકો સર્વથા મુક્ત રહેશે.

આકાશ નિર્મળ હોય, સૂર્ય પ્રકાશી રહ્યો હોય, ચારે બાજુએ લીલું ઘાસ આવી રહેલું હોય, અને વૃક્ષો પર સૂર્યનો પ્રકાશ પડી રહ્યો હોય, અને રંગબેરંગી પુષ્પો ખીલી રહ્યાં હોય તેવે વખતે તમે ખેતરમાં કે જંગલમાં જાઓ તો તમને આંતરજીવનની પ્રેરણા ન મળે ? પણ તમે તેને બદલે પશુઓને મારવાની પ્રેરણા મેળવો છો, એ કેટલી બધી અવનતિ !

તમે કોઇ દિવસ શીકારીએ ઘાયલ કરેલું અને જેના શરીરમાંથી લોહી વ્હેતું હોય એવું કોઇ પ્રાણી જોયું છે ? અથવા તો શીકારીની ગોળીથી પુરેપુરૂં નહિ મરી ગયેલું પણ ઘા વાગવાથી રીબાતું પ્રાણી શું તમે નીહાળ્યું છે ? અથવા તો લોઢાના જડબામાં પકડાયેલું અને છુટવાને પ્રયત્ન કરતું, અને વેદના પામતું કોઇ પશુ જોયું છે ?

આ બધા દેખાવો તમે જોયા હોય, અને તમારી રમત ગમતને ખાતર તમે કેવી રીતે નિર્દોષ પ્રાણીઓને ત્રાસ આપો છો, એનો જો તમને ખ્યાલ આવતો હોય તો પછી જે પ્રાણીઓ તમારી માફક જીવન જીવી રહ્યા છે, અને કુદરતના રાજ્યમાં સુખ ભોગવી રહ્યા છે, તેમનો નાશ કરવાની વૃત્તિ તમારામાં કેવી રીતે ઉદ્ભવી શકે ? તમે આટલાં પશુઓ કે પક્ષીઓ માર્યા હતા, તેની સંખ્યા ગણાવી

અભિમાન લેવાને વાસ્તે શા સારૂ આ વિશ્વાસુ, જીવતા પ્રાણીઓને મારવાનું નિર્દય કૃત્ય કરો છો ?

જો તમે લોહી અને ખુનના તરસ્યા હો અને તે વૃત્તિને તમે દાબી શક્તા ન હો તો તમને ફાવે તેવાં કૃત્યો કરો, પણ **જ્યાં હું છું, ત્યાં આવવાની આશા રાખતા ના; મારા** પ્રદેશમાં પગ સરખો મૂકવાની સ્વપ્ને પણ કલ્પના કરતા ના. નવીનયુગની પ્રજાનો આનંદ અને સુંદરતા તમારી અસરથી બચે તેવા પ્રબંધો કરવામાં આવશે, કારણકે તમારી હાજરીજ તે નવાયુગની પવિત્રતાને મલીન બનાવશે.

જેઓ મારી સાથે—નવા યુગના આત્મા સાથે—સંબંધ રાખવા ઇચ્છે છે, તેઓ તો શિકારી પશુઓનો પણ શિકાર કરશે નહિ.

સિંહ, વ્યાઘ્ર, વરૂ જેવા પશુઓ તમારી ક્રૂરતાને લઈને જન્મ્યા છે. ભૂતકાળમાં ઘણા યુગો પૂર્વે તમારા શિકારના કામમાં મદદ કરવાના હેતુથી તમે નિર્દોષ પાળેલાં પશુઓને શિકાર કરવાના કામમાં કેળવ્યા. અને તેથી શિકાર કરનારા પશુઓની જાતિ ઉભી થઇ, અને હવે તમે તેમનાથી ડરો છો. તમે તમારૂં ઘાતકીપણું તેમનામાં આરોપણ કર્યું છે. મનુષ્યે શીખવ્યું તેથી એક પશુ બીજા પશુનો શિકાર કરે છે. સઘળા પ્રાણીઓમાં મારી નાખવાની જે વૃત્તિ ઉદ્‌ભવેલી છે, તેનું મૂળ મનુષ્યમાં રહેલું છે.

પશુઓ પ્રત્યે મનુષ્યનો મોટામાં મોટો અપરાધ છે. ક્યારે મનુષ્ય પોતાનું પાછલું દેવું વાળી આપશે ? અને દયા તથા માયાળુતાનાં કાર્યોથી તે પોતાની ભુલો ક્યારે સુધારશે ?

કુદરતમાં જ્યાં ત્યાં સંપ—એકવાક્યતા—તાલ છે, તેમાં બેસૂરો અવાજ કેવળ મનુષ્યજ છે; સરજનહારની સુંદર સૃષ્ટિમાં મનુષ્યજ કાળા ડાઘ સમાન છે. પ્રભુની યોજનાની સફળ પૂર્ણાહુતિ થવામાં મનુષ્યજ વિઘ્નરૂપ નીવડયો છે. તે છતાં મનુષ્યજ છેવટે ભવ્ય મહત્તા પ્રાપ્ત કરી શકશે.

મનુષ્યનેજ તેના દિવ્ય ગુણોની ખીલવણી માટે **સ્વભાન** તથા **વિચારશક્તિ** આપવામાં આવ્યાં હતાં. મનુષ્યે પોતાને મળેલી દિવ્ય બક્ષીસનો મોટો દુરુપયોગ કર્યો છે.

પણ ભવિષ્યમાં તે સ્વાત્મભાન પ્રાપ્ત કરશે, અને સમજશે કે બધું જીવન એકજ છે. પછી તે પોતે ભૂતકાળમાં કરેલાં પાપને ધોવા અને પોતાની ભૂલોને સુધારવા પ્રયત્ન કરશે, અને અત્યારે જેવી રીતે તે પોતાને ચ્હાય છે, તેવી રીતે સર્વપર પ્રીતિ રાખતો તે થશે.

નાના નાના કીડાઓ—જેને હેરાન કરનારા જંતુઓ કહેવામાં આવે છે, તેમને પણ મારી નાખવા ન જોઇએ.

તે તમારા દ્વેષનું—મનુષ્યોના અશુભ વિચારોનું પરિણામ છે. તેમને મારી નાખવાથી તમે એમ ન ધારતા કે તમે તેમનાથી છૂટા થઇ શકો. તમારા વિચારો તે જંતુઓમાં રહેલ છે. અને તમે જે ભયંકર લાગણીથી તેને મારી નાખો છો, તે લાગણીને લીધે વધારે ઝેર સાથે તે જંતુઓ નવા રૂપમાં પ્રકટ થાય છે.

જેઓ નિયમને પુર્ણ રીતે સમજે છે, તેઓને આ બધી હકીકતો જાણીતી છે. તે અદૃશ્ય દુનિયામાં દેખીતી છે. પણ બ્હારની દુનિયામાં અજ્ઞાની અને પોતે રચેલા પાપના

પડદાઓથી અંધ થયેલ મનુષ્ય તે બાબતો જોઈ શકતો નથી.

નિયમનો અભ્યાસ કરો અને તે પ્રમાણે જીવન ગાળો. તો પછી તમે આ બાબતો જાણુશો અને જાતે અનુભવશો.

તમારી **અદેખાઈ**, તમારો **ચીડીઓ સ્વભાવ**, તમારો **લોભ** અને તમારી **નિર્દયતા**, તમારી બીજાને ડંખ મારે તેવી **ટીકા**, તમારી પોતાની **અસ્વચ્છતા**, તમારા **છૂપા અપવિત્ર–બેડોળ વિચારો** જેને તમે દર કલાકે પુષ્કળ પ્રમાણુમાં ચારે બાજુએ મોકલો છો, આ બધા દુર્ગુણો તે જંતુઓમાં એવા દોષ ઉત્પન્ન કરે છે કે જેને લીધે તે જંતુઓ તમને હેરાન કરનારા બને છે.

તે જંતુઓના શરીરોના નાશથી તે જંતુના જીવનને પોષણુ આપનારા વિચારો નાશ પામતા નથી. તમારે તમારો દ્વેષ, તમારો ભય અને તમારા નિર્દય વિચારોને બંધ કરવા જોઇએ. પ્રેમશૂન્ય વિચારોથી જે શક્તિ તમે જાગ્રત કરી છે, તે શક્તિને તમે તમારા પવિત્ર વિચારોથી, પ્રેમના વિચારોથી નાબુદ કરી શકો.

ઋષિમુનિઓએ, તેમજ સામાન્ય મનુષ્યોએ પોતાના જીવનથી સિદ્ધ કરી આપ્યું છે કે જેઓ પ્રેમના નિયમને પાળે છે, અને જેઓ સર્વ જીવોને ચ્હાય છે, તેમને કોઈ પણુ પશુ કે ઝેરી જંતુ ઇજા કરતું નથી. જેવી રીતે હું જાણું છું, તેવી રીતે તમે એક દિવસ જાણુશો કે એકજ જીવન સર્વમાં વ્યક્ત થયેલું છે. કોઇને મારવું એટલે જીવનને આકાર વગરનું બનાવવું–બીજા શબ્દોમાં કહીએ તો

પ્રભુને તેનું સ્વરૂપ પ્રકટ કરવાના એક આકારનો નાશ કરવો તે.

સર્વ જીવન એ પ્રભુ છે.

જે ગુપ્ત શક્તિને મનુષ્ય કદાપિ વશ કરી શકે નહિ. તે ગુપ્ત શક્તિ તેજ જીવન–તેજ દિવ્યજીવન સર્વમાં–તમારામાં અને મારામાં રહેલું છે.



# ઝેરથી ચેતો.



શા સારૂ તમે–તમારામાંનો મોટો ભાગ ઝેર ખાઓ છો, ઝેર પીઓ છો, ઝેરને શ્વાસમાં લોછો, અથવા તો તમારા લોહીમાં તેને દાખલ કરો છો? કારણ! કારણ એજ કે બીજાઓ તેમ કરે છે, અથવા તો અવિચારી ટેવને લીધે, અથવા સ્થૂલ ઇંદ્રિયોને સંતોષવાને, અથવા મંદવાડ કે મરણના ભયને લીધે, અથવા માથે આવેલી ચિંતાઓ અથવા કંટાળાને ભૂલી જવાને; આવા એક યા બીજા કારણે તમે **માંસ ખાઓ છો, દારૂ પીઓ છો, બીડીઓ ફુંકો છો,** અને શરીરમાં અનેક પ્રકારની **રસીઓ** મૂકાવો છો. **મને** તો તમારૂં એક પણ કારણ વાજબી લાગતું નથી. નવીન યુગમાં જે પવિત્રતાની જરૂર છે, તેવી પવિત્રતાને શોધતા આત્મમાર્ગમાં આગળ વધેલા જીવો આવા કોઈ પણ હેતુને આગળ ધરી શકે નહિ. તે નવીન યુગના મનુષ્યોને અનેક પ્રકારનાં ઝેરને શરીરમાં દાખલ કરવાની હાલની રીત

મોટામાં મોટી મૂર્ખતા લાગશે, એટલુંજ નહિ પણ તે વાપરવા માટે અત્યારે રજુ કરાતી દલીલો ઉપરથી તેઓ કહી શકશે કે હાલની મનુષ્ય જાતિનો નૈતિક તેમજ માનસિક વિકાસ ઘણોજ અપૂર્ણ અને દયાજનક હતો.

અંગત દ્દઢ નિશ્ચયોની ખામી, બેદરકારી, શરીરની હાજતો અને ટેવોને ઈચ્છાપૂર્વક સ્વાધીન થવું, આત્મા અમર છે એવા જ્ઞાનનો અભાવ, જીંદગીમાં જે પાઠો શીખવાના હોય તેથી દૂર ભાગવાની નિર્બળતા, આ બધું સૂચવે છે કે તમે બધા હજી વિકાસક્રમની બાલ્યાવસ્થામાં છો, અને તમે નવીન યુગમાં દાખલ થાઓ તે પૂર્વે આ બધી બાબતોની પેલીપાર તમારે જવું જોઇએ.

ભવિષ્યની **મારી** વિકાસ પામેલી પ્રજાની પવિત્રતામાં ઉપરનું કોઇ પણ ઝેર સ્થાન પામશે નહિ.

માંસ ! મારે શું તમને કહેવું જોઈએ કે તેની તૈયારીમાં અને તેને ખાવામાં જે ગુન્હો રહેલો છે, તે ઉપરાંત તે એક પ્રકારનું ઝેર છે !

ઘણીવાર પશુઓ રોગી હોય છે. માંસ ખાવાથી તમારી પાચનશક્તિ ઉપર મોટો બોજો પડે છે, અને તમે પશુઓના મડદાના નાશ પામતા તત્ત્વોથી તમારા શરીરને બગાડો છો.

પણ તે પશુઓનું લોહી તે પશુ સ્વભાવને તમારામાં દાખલ કરે છે. માંસ ખાવાથી જેનું માંસ ખાવામાં આવ્યું હોય, તે પશુનો સ્વભાવ તમારા સ્વભાવ સાથે વણાઇ જાય છે. તમારે પશુસ્વભાવની પેલી પાર જવાનું છે. તેને બદલે

આ રીતે પાશવવૃત્તિઓ તમારામાં મજબૂત થતી જાય છે. જે વખતે પશુને મારવામાં આવે છે, તે વખતે પશુના હૃદયમાં જે ભયની, ક્રોધની અને દ્વેષની પ્રબળ લાગણીઓ પ્રકટે છે, તે તેના લોહી સાથે ભળી જાય છે, અને તમારામાં તે ઝેરી તત્ત્વો દાખલ કરે છે.

આથી તમે ચીડીઆ સ્વભાવના બની જાઓ છો, ઝટ ઉશ્કેરાઈ જાઓ છો, અને અશાંત રહ્યા કરો છો. તમારા વિકારો જાગ્રત્ થાય છે, અને તમને જલ્દ પીણાં પીવાની અથવા તેજાનાવાળી વસ્તુઓ ખાવાની તૃષ્ણા થયા કરે છે.

તમારે માંસ કેમ ન ખાવું તેનાં અનેક કારણો છે. આરોગ્યના નિયમો, શરીર રચનાનું શાસ્ત્ર, અર્થશાસ્ત્ર, નીતિ-શાસ્ત્ર, અને ગુપ્તવિદ્યા—આ બધા તેની વિરૂદ્ધ છે. માંસની વિરૂદ્ધના મુદ્દાઓ અને તરફેણના મુદ્દાઓ શાંત ચિત્તે તપાસો, અને જુઓ કે હજારો અને લાખો મનુષ્યો માંસ વિના આનંદથી રહી શકે છે.

પણ આ બધી દલીલો ઉપરાંત હું તો એટલુંજ કહું છું કે જેનામાં હું પ્રકટ થવા ઈચ્છું છું, તે મનુષ્ય કદાપિ પશુના માંસથી પોતાના હોઠને અભડાવશે નહિ. મારી ભવિષ્યની પ્રજાને ખાતર કોઇ પણ પશુને મારવામાં કે દુઃખ દેવામાં આવશે નહિ.

તમે એમ તો કબુલ કરો છો કે દારૂ જરા વધારે પ્રમાણમાં લેવામાં આવે તો શરીરને નુકસાન કરે છે; પણ તમારે એ પણ જાણવું જોઈએ કે તેનું દરેક બિન્દુ એ ઝેર છે.

દારૂને પ્રવાહી તરીકે પીવામાં આવે, અથવા તો



દવાના ભાગ તરીકે સંભાળપૂર્વક આપવામાં આવે, અથવા તો સુગંધી પદાર્થોને નામે તેને સુંઘવામાં આવે, અથવા ચામડી ઉપર ચોળીને શરીરમાં ઉતારવામાં આવે; આમ કોઇ પણ રીતે જો દારૂને શરીરમાં દાખલ કરવામાં આવે તો તે મનુષ્યની માનસિક, નૈતિક ને શારીરિક તંદુરસ્તીને નુકસાનકારક નીવડે છે. તેનો જરા સરખો ભાગ–વાતાવરણમાં તેની સ્હેજ પણ ગંધ–હોય તો નહિ ઈચ્છવા યોગ્ય સત્વો તેની તરફ ખેંચાઇ આવે છે, જેને લઇને તમારી આસપાસનું વાતાવરણ અપવિત્ર બને છે. આ રીતે દારૂ તમારે વાસ્તે, તેમજ જેઓ તમારી સમીપ હોય, તેમને વાસ્તે એક ઝેરી પદાર્થનું કામ કરે છે.

તે થોડો વખત તમારામાં જાગૃતિ આણે, તમે તેને લીધે જલ્દીથી કામ કરો, અને તમે બહુ ચાલાક થયા છો, એવી છેતરનારી લાગણી તમને થોડા વખતને માટે થાય. તે તો ઘાસના ભડકા જેવું છે. થોડો વખત અજવાળું લાગે, પછી પાછું અંધારૂંજ થઇ જાય.

વસ્તુતઃ દારૂ મગજની શકિતને મંદ બનાવે છે, જ્ઞાનતંતુઓને બુઠ્ઠાં કરી નાખે છે, અને ડહાપણ પૂર્વક વિચાર કરવાની શક્તિને નિસ્તેજ બનાવે છે, પાચનશક્તિને, શારીરિક કૌવતને અને નૈતિક બળને અશકત બનાવે છે. દારૂથી મનુષ્યનું સમ્યગ્ દર્શન ઝાંખુ બને છે, અને શરીરના દરેક ભાગને તે ઈજા કરે છે.

સૌથી મોટું નુકશાન તો એ છે કેઃ–મનુષ્યના મગજમાં એવાં કેટલાંક અવયવો છે કે જે દ્વારા તે ઉચ્ચ

વસ્તુઓ, વિચારો, અને લાગણીઓની સાથે સંબંધમાં આવી શકે છે, તે અત્યારે સુપ્ત દશામાં પડેલાં છે; પણ તે જાગ્રત્ થઈ શકે તેવાં છે, પણ દારૂથી તે અવયવોને ભારે નુકશાન પહોંચે છે. તે અવયવોનો અત્યારે ઉપયોગ થતો નથી, તેનું કારણ મનુષ્યની અપવિત્રતા છે, પણ **મારી** ભવિષ્યની પ્રજામાં તે અવયવો જરૂર જાગ્રત્ થશે, અને તે દ્વારા મનુષ્ય પોતાના ઉચ્ચ તત્ત્વોની સાથે સંબંધમાં આવી શકશે.

દારૂથી મનુષ્યે મુક્ત થવું જોઇએ, એટલુંજ નહિ પણ સઘળા પ્રકારના ઝેર જેવા પદાર્થો અને વિકારોથી પણ મનુષ્યે છુટા થવું જોઇએ, ત્યારેજ આ અવયવો પોતાનું કર્તવ્ય બજાવશે.

દારૂના સંબંધમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે, તે અફીણ ગાંજો અને બીજા નીશો ઉપજાવે તેવો પદાર્થોને લાગુ પડે છે. તમાકુ પણ એક જાતનું ઝેર છે, જો કે બીડીઓ પીનારા લાંબા વખત સુધી જીવે, પણ તે ઝેરની અસર થયા વિના રહેતી નથી.

કેટલાક કહે છે કે તમાકુ શાંતિ આપે છે-ખરી વાત તો એ છે કે તે લાગણીઓને બ્હેર મારી નાખે છે, મનને નિર્બળ બનાવે છે, અને દારૂથી જે અવયવોને અસર થાય છે, તેજ અવયવોને અમુક પ્રમાણમાં બીડી પીવાથી પણ થાય છે.

બીડીઓ પીવી, એ કાર્ય માંસ ખાવા જેવું ઘાતકી નથી, તેમજ મદિરાપાન જેવું ગુન્હાઓ કરવા તરફ વલણ આપનારૂં નથી, પણ તે બંને કરતાં એક દૃષ્ટિએ વધારે વાંધા-

ભર્યું છે. બીડી પીનાર તેની તે ટેવનો ગુલામ થયેલો હોવાથી વાતાવરણને બગાડે છે, અને તેની આસપાસના મનુષ્યોને કંટાળો આપે છે, અને સુગ ઉપજાવેછે. પ્રથમ તો તે ધૂમાડો કાઢે છે, અને પછી તેનો શ્વાસ ગંધાવા લાગે છે, અને તેના શરીરમાંથી હલકાં પરમાણુઓ નીકળે છે, જે તેના સંબંધમાં આવનારાઓને સુગ ઉપજાવે છે.

બીડી પીનારને બીજાની પરવાહ હોતી નથી, તેટલે અંશે તે સ્વાર્થી છે, અને બીજા કોઈ પણ કારણથી નહિ તો પણ આ કારણથીજ મારી ભવિષ્યની પ્રજાના મનુષ્યો તમાકુના હરેક પ્રકારના ઉપયોગથી દૂર રહેશે.

આ બધાં ઝેરોમાં સૌથી વધારે વાંધા પડતું ઝેર તે રસીઓ અને સીરમો છે. તે વૈજ્ઞાનિક રીતે તયાર કરવામાં આવે છે, પણ તે પોતાનું ઝેર મનુષ્યના શરીરમાં દાખલ કરે છે. અત્યારે વિજ્ઞાનશાસ્ત્રીઓ અને ડોકટરો તેની પાછળજ પડયા છે.

અસલના વખતમાં લોકો પોતાના શરીરમાંથી લોહી કઢાવતા હતા, અને તે વખતના ડાહ્યા ગણાતા ડોકટરોના પ્રયોગોને આધીન થતા હતા. અત્યારે તમે તમારા શરીરમાં અમુક રસીઓ દાખલ કરાવી તમારા લોહીને બગાડો છો.

મોટો અનર્થ તો એ છે કે આ રસીઓ રોગમાંથી પેદા કરવામાં આવે છે અને જીવતા પશુઓને અનેક રીતે ત્રાસ આપી તે મેળવવામાં આવે છે.

બીજાં બધાં કારણો કરતાં મુખ્યત્વે ઉપરના કારણને લીધે મારી ભવિષ્યની પ્રજા કોઇ પણ જાતની રસીના [illegible]

યોગથી દૂર રહેશે. શરીરમાં દારૂ વગેરેના ઝેર દાખલ કરીને કે રસી દાખલ કરીને રોગો મટાડવામાં આવશે નહિ, પણ આરોગ્યવિદ્યાના નિયમ પ્રમાણે જીવન ગાળવાથી, તેમજ પવિત્ર વિચારો, પવિત્ર લાગણીઓ અને પવિત્ર ખોરાકોથી રોગો નાબુદ કરવામાં આવશે.

ટુંકમાં બધા રોગોનો ઉપાય **પવિત્રતા** છે.

તમને કેટલીક અર્થ વગરની ટેવો પડી ગયેલી છે, તમે તેના ગુલામ થયેલા છો. તે તમારા જીવનને ઝેરી બનાવે છે, અને જીવનના પવિત્ર આનંદનો નાશ કરે છે.

તમારી અવિચારી ટેવોથી તમે શરીરમાં અમુક હાજતો અને ખાસીઅતો પેદા કરી અને હવે તે ટેવો અને ખાસીઅતો તમને આધીન બનાવી સંતોષાવા લાગે છે. તમે તમારા ભવિષ્યના નિયંતા થવાને બદલે અમુક ટેવોના ગુલામ બની ગયા છો. તમે જે કાંઇ કરો છો, તે ટેવને લીધેજ કરો છો. પવિત્રતાથી અને કોઇ પણ પ્રકારની વાસનાની ગુલામીમાંથી મુકત થવાથી જે શાશ્વત આનંદ મળે તે મેળવવાને બદલે તમે ક્ષણિક સુખોની પાછળ ગાંડા બની તમારૂં જીવન-નાવ જેમ તેમ દોરાવા દો છો.

**મારી** ભવિષ્યની પ્રજાના મનુષ્યો પોતાના વિકાસમાં આડે આવતી સઘળી અનર્થકારી ટેવોથી મુક્ત થયા હશે, અને સ્વતંત્રતાનો આનંદ અનુભવી રહ્યા હશે!

શું તમે તેમાંના એક થવા માગો છો! તો તમારી જુની અનર્થકારી ટેવોને જતી કરો.



# ક્ષુદ્ર બાબતોથી છુટો.

હે ભવિષ્યના ઈશ્વરો ! શું તમે અત્યારે નજીવી બાબતોને પ્રભુતુલ્ય ગણી તેના ગુલામ નથી બન્યા ?

શું તમારૂં આખું જીવન નજીવી બાબતોથી નથી રંગાયું ? હું તમારા પાડોશીની ક્ષુદ્રતાની વાત કરતો નથી, પણ તમારી પોતાની ક્ષુદ્રતા બાબત તમને કહું છું. તમારા આજના સવારથી સાંજ સુધીનાં કાર્યોનું નિરીક્ષણ કરો—તપાસ કરો. તમારા હુંપણાને ખુશી રાખવા અને તેની મહત્તા વધારવા તમે કરેલાં બધાં સ્વાર્થી કામોને એક ત્રાજવામાં મૂકો અને બીજાઓ સારૂ નિઃસ્વાર્થપણે પ્રેમની લાગણીથી તમે જે કાર્યો કર્યા હોય તેને બીજા ત્રાજવામાં મૂકો.

પછી બંનેનું માપ કાઢો.

હવે જો હું તમને કહું કે તમારૂં જીવન ક્ષુદ્ર છે, તો શું તમે મને ઠપકો આપશો? તમે સવારમાં કેવા ભાવથી ઉઠો છો ?

આળસથી—મંદતાથી તમે ઉઠો છો, કારણુ કે તમારી દુકાન, તમારી ઓફિસ કે તમારા દરરોજના કાર્યપર તમારે ધ્યાન આપવાનું છે; પણુ જો કોઈ સ્થળે પાર્ટી હોય કે ભેટ મળવાની હોય અથવા કાંઇ લાભ થવાનો હોય કે તમને આનંદ આવે તેવા કોઇની મુલાકાત થવાની હોય તો તમે આનંદપૂર્વક—ચપળતાથી ઉઠો છો.

આજે તમે બીજાઓ વાસ્તે શું કરી શકશો, તેનો વિચાર કરતાં શું તમે પ્રાતઃકાળમાં આનંદભેર જાગ્રત થયા છો? બીજાનું દુઃખ ઓછું કરવા, બીજાને સુખ આપવા, તમારી પાસેનાં સાધનો દ્વારા બીજાઓને મદદ કરવા—કેવળ સાધનો દ્વારાજ નહિ પણુ તમારા પોતાના સ્વભાવથીજ બીજાને મદદ કરવા—આજના દિવસમાં તમે શું કર્યું?

નવયુગના બાળકો, ઉપરની ભાવનાઓ સાથે પ્રાતઃકાળમાં જાગશો. જો તમારા આશયો જુદી જાતના હોય તો તમે હજી ક્ષુદ્ર છો.

તમે શા સારૂ તમારાં કર્તવ્યો બજાવો છો?

શું તમારા કુટુંબના ગુજરાનને અર્થે? તમારી સ્થૂલ દોલત વધારવા માટે? સમાજમાં તમારો મોભો જળવાઇ રહે અથવા વધારે સારો થાય તે અર્થે? અથવા નામ કે કીર્તિ માટે? અથવા તો

તમને પગાર ન મળે, વર્તમાનપત્રોમાં તમારી પ્રશંસા ન થાય, અથવા કોઈપણુ રીતે તમારા કામની કદર બુઝવામાં ન આવે, છતાં તમારા માનવ બંધુઓના કલ્યાણાર્થે તમે તમારાં કર્તવ્યો બજાવો છો?

તમને કાર્ય કરવામાં પ્રોત્સાહન આપનાર ક્ષુદ્ર સ્વાર્થ છે કે અમર્યાદિત નિઃસ્વાર્થ છે !

તમે લગ્ન શા માટે કર્યું ? તમને કુટુંબ શાથી મળ્યું ? શું તમારે સુખ જોઇતું હતું ? તેથી તમને સુખ અને સગવડ મળશે તે માટે ? કહેવાતા પ્રેમનો વિચાર કરો. તમે પ્રેમ કરવામાં પણ તેથી મળતા લાભોનોજ વિચાર નથી કર્યો ? તમે લગ્ન પ્રેમને ખાતર કર્યું, એવો ખોટો દંભ કરતા ના, ખરી રીતે તો તમારા નાના "હું" ને પોષવા માટે તમે શું તે નથી કર્યું ?

નવયુગના બાળકો આવી સ્વાર્થી ભાવનાથી પ્રેરાઇને કોઈ પણ કામ કરવા દોરાશે નહિ. તેમનું દરેક પગલું નિઃસ્વાર્થવૃત્તિનું પરિણામ હશે. તેના પરિણામે તેમને એવું સુખ મળશે કે, જેનો હાલના સ્વાર્થમાં મચ્યા રહેલા પુરૂષો કે સ્ત્રીઓને સ્વપ્ને પણ ખ્યાલ આવી શકે નહિ.

તમે દિવસમાં ત્રણ, ચાર કે પાંચ વાર ખાધા કરો છો, તે શા માટે ?

શું તમે જીવવાને વાસ્તે અને સારૂં કામ કરી શકો, તે માટે ખાઓ છો ? કે તમે વધારે સ્વાદિષ્ટ અને રસમય ભોજનો ખાધા કરો, તેટલા માટેજ કામ કરીને જીવો છો ? શું તમે તમારા મિત્રો કે સ્વજનોને ઘણાં રસમય અને સ્વાદિષ્ટ ભોજનો એટલા માટે જમાડો છો કે તમને પણ તેમને ઘેર જાઓ ત્યારે બદલામાં તેવાં ભોજન મળે ?

તમારી દરરોજની વાતોનો વિષય શું ખાઇશું તેમજ આજે કયી જાતના ભોજનની તૈયારી કરવાની છે, તેનો તે રહે છે ?

શું તમારૂં રસોડું તે તમારૂં મંદિર છે, અને ચૂલો તે તમારી વેદી છે? શું તમારી હોજરીની તૃપ્તિ એ તમારા મગજમાં મુખ્ય ભાગ ભજવે છે? જો આવી સ્થિતિ હોય તો તમે હજી ક્ષુદ્ર જીવન ગાળી રહ્યા છો.

તમે પોશાક શા સારૂ પહેરો છો?

તાઢ તડકાથી તમારા શરીરનું રક્ષણ કરવાને માટે કે બીજા કોઇ હેતુથી? અથવા તો શું તમે વસ્ત્રો તમારો ભપકો બતાવવાને, કે લોકો ધારે કે આ પણ કોઈ છે તે વાસ્તે, કે બીજાઓ પાસે જે સુંદર અને કીંમતી વસ્ત્રો ન હોય તેનો ગર્વ ધારણ કરવાને, કે બીજાઓ તમારા વખાણ કરે, તમારી ઇર્ષ્યા કરે અને બીજાઓનું તમારા પ્રત્યે ધ્યાન ખેંચાય તે માટે શું તમે વસ્ત્રો પહેરો છો? તમે ધર્મના સ્થળમાં કે મંદિરમાં કે અમુક સંસ્થામાં શા માટે જાઓ છો? તેનું કારણ એ છે કે તમારા માતપિતા ત્યાં જાય છે, માટે તમે જાઓ છો? શું તમારે નવી નવી ઓળખાણો કરવાનો પ્રસંગ મળે છે તે માટે? કે સ્વર્ગમાં તમારે વાસ્તે સ્થાન નક્કી થઇ જાય તે માટે ત્યાં જાઓ છો? અથવા તો કોઇ ભાષણકર્તાની લલિતવાણી પર મુગ્ધ થઇને લાગણીઓને આનંદ આપવા જાઓ છો?

આ બધાં ક્ષુદ્ર કારણો નવયુગના બાળકને રૂચશે નહિ.

તમારી દિવ્યતા પ્રકટ કરવાને વાસ્તે, તેમજ પ્રભુ અને તમારી વચ્ચે જે સ્વાભાવિક સાંકળ છે તેનું ભાન કરાવવા માટે ધર્મો, તત્ત્વજ્ઞાન, મંદિર કે કોઇ ધાર્મિક સંસ્થા ઉપયોગી છે. તે સિવાય તેની કીંમત ઘણી ગૌણ છે.

તમારા કેટલાક સદ્‌ગુણો પણ ઘણીવાર છુપા દુર્ગુણો હોય છે. તમારામાં બીજાને ખુશ કરવાની એટલી બધી ટેવ વધી ગઈ હોય છે કે તમારી હાજરી બીજાને કેટલીકવાર અક્ષમ્ય લાગે છે, અને તમે તમારી નકામી વાતોથી બીજાઓને દુઃખનું કારણ થઇ પડો છો; ખરો સદ્‌ગુણ બીજાને કદાપિ હેરાનકર્તા થતો નથી.

જ્યારે સંયોગો અનુકુળ હોય, જ્યારે તમારા મનની સ્થતિ સારી હોય, જ્યારે તમારો કોઇ હેતુ સરતો હોય ત્યારે તમે ઘણા દયાળુ લાગો છો. જો તમે દયાળુ હો—જો તમારો સ્વભાવ દયામય હો તો બધો વખત તમારૂં વર્તન દયાળુ જ હોવું જોઇએ અને તેમાં ભેદ પડવો જોઇએ નહિ.

જ્યાં અમલદાર વર્ગ તરફથી કોઈ ફંડમાં નાણાં ભરવાનું હોય, ત્યાં તમે હદબ્હાર ઉદાર થઇ જાઓ છો.

પ્રેમ, મિત્રતા, માનસંતોષ કે આભાર—આવું કાંઈ મેળવવાનું હોય ત્યાં તમારી નાણાની કોથળીનું મ્હોં જલ્દીથી પહોળું થઇ જાય છે.

જ્યારે બધા સંયોગો અનુકૂળ હોય, ત્યારે તમે ઘણા આનંદી લાગો છો. બીજાની લાગણી ભલે દુઃખાય, પણ તમારી મજાકની વાતો પરથી લોકો તમને હુંશીઆર ગણે તો તમે તેવી વાતો કરવામાં ઘણો રસ લો છો. તમારા ભૂતાત્માને સંતોષવા આ તમારા બધા પ્રયત્નો હોય છે. તમે કાર્યને ખાતર કાર્યપર પ્રીતિ રાખતા નથી, પણ બીજાઓ કરતાં હું ચઢીઆતો દેખાઉં, એ હેતુથી તમે કોઈ પણ કામ સારી રીતે કરવા દોરાઓછો. તમે આધ્યાત્મિક વિકાસ શા

સારૂ ઇચ્છો છો ? તમને મદદ મળે, બીજાઓ કરતાં તમે સારા દેખાઓ, અને કાંઈ સત્તા મળે તે માટે તમે તે ઇચ્છો છો, કે બીજાને મદદ કરવા માટે અને જગતની સેવા કરવા માટે વધારે શક્તિસંપન્ન થવા માટે ? નવીન યુગનો આત્મા તમારા આશયો સમજે છે. તમારા આશયોની હું હલકી કીંમત આંકવા માગતો નથી. પણ તમારી ખરી સ્થિતિ તમારે જાણવી જોઇએ. તમારે તમારા નાના "હું" ને બરાબર ઓળખવો જોઈએ કે જેથી તેની જાળમાંથી મુક્ત થઇ ખરા "હું" ને–તમારા આત્માને સુંદર રીતે પીછાણી શકો.

તમે વારંવાર વાતો કેમ કર્યા કરો છો !

તમે ઋતુ વિષે, તમારી તંદુરસ્તી વિષે, તમારા ખોરાક વિષે, તેમજ બીજાઓનાં કાર્યો વિષે, તેમજ જેમને તમે જાણતા હો કે ન જાણતા હો, તે બધાના સંબંધમાં નજીવી ક્ષુદ્ર વાતો તમે કર્યા કરો છો, અને તેમાં તમને રસ આવે છે નહિ વારૂ ?

આ નકામી વાતો કરવાની–નજીવી બાબતોના ગપ્પાં મારવાની ટેવથી શું તમે મુકત ન થઇ શકો ? વાતો કરતાં બાળકો જેવી સ્થિતિમાંથી શું તમે આગળ ન જઈ શકો ? તમારી સ્થિતિ તો બાળકો કરતાં પણ ખરાબ છે. બાળકોની વાતો હમેશાં નિર્દોષ હોય છે. શું તમારી વાતો તેવી છે ? શું તમે નિંદા નથી કરતા ? શું તમે મિત્રો કે અજાણ્યા માણસો સંબંધી ઘસાતું બોલાય તેવી વાતો નથી કરતા ? તમે જેમના સંબંધમાં વાતો કરો છો, તેમના આશયો, તેમની મુશ્કેલીઓ, તેમને શીખવાના પાઠ, અને જે

સંયોગોમાં તે મૂકાયા છે, તે બરાબર જાણો છો? જો તમે તે જાણતા હોત, તો તમે જે રીતે તેમના સબંધમાં બોલો છો, તે રીતે બોલવાનું તમે કદાપિ ઉચિત ધાર્યું ન હોત.

ક્ષુદ્ર અને નજીવી વાતો કરવા કરતાં તમારે શું બીજાં વધારે સારાં કાર્યો કરવાનાં નથી? તમારા અંતરાત્માનો વિવેક-ભર્યો અને પ્રેમાળ અવાજ સાંભળવાની તક તેમજ તમારો સમય અને શકિત નકામી વાતોમાં તમે ગુમાવો છો. અં-તરાત્માને અવાજ છે, તેનું પણ તમને કદાચ ભાન નહિ હોય, કારણ કે તમે ઘણી વાતો કરો છો. વળી તમે તમારા નાના "હું" ને પોષવામાં તથા હલકી સ્વાર્થી બાબતોમાં રોકાયેલા હો છો.

નવીન યુગના બાળકો અંતરાત્માનો અવાજ શું છે તે સમજશે, અને તે અવાજને શ્રવણ કરી તે પ્રમાણે વતશે.

અવાજમાં ઉત્પન્ન કરવાની શક્તિ છે, એ બાબત ભૂલતા ના. વાણીમાં ઉત્પાદકબળ રહેલું છે. વિશ્વ શબ્દબ્રહ્મ-માંથી પ્રકટ થયેલું છે. તમારા શબ્દોમાં પણ રચના કરવાની શક્તિ છે. તમે જે દરેક શબ્દ બોલો છો, દરેક અવાજ કરો છો, તેના આંદોલનો ઇથરમાં થાય છે. તે આંદોલનો કયારે અને કયાં અટકે છે? તે આંદોલનો ચાલ્યાજ કરે છે. તમારો નકામો બડબડાટ અને ખાખાખીખી આખા વિશ્વની સમતારતાનો ભંગ કરે છે.

નકામી, વિચારવગરની, નિરૂપયોગી, હેતુ વગરની અને અંતવગરની વાતોમાં વાણીની અપૂર્વ શકિતનો દુરૂપયોગ કરવાને બદલે મૌન રહો તો વધારે સારૂં.

## તમે જીવો અને મરો છો શા માટે !

જીવન અને મૃત્યુ શું જગતમાં નકામાં છે, એમ તમે ધારો છો ? શું તે કેવળ બનાવો છો, એમ તમે ધારો છો ? અથવા શું જીવન મરણના પ્રશ્નો સંબંધી તમે વિચાર જ નથી કરતા ?

જીવવું જોઇએ માટે શું તમે જીવો છો અને કારણ વિના શું તમે મૃત્યુ પામો છો ? જીવન ચાલ્યું જશે, મીલ્કત પાછળ પડી રહેશે, અને તમારૂં સ્વભાન અટકી જશે, તે કારણથી શું તમને મૃત્યુનો ડર લાગે છે ?

વખત આવતાં તમને લાગશે કે તમે તો અમર છો, તમારૂં પોતાનું જીવન તો શાશ્વત છે. ક્ષુદ્ર, સ્વાર્થી, ભેદભાવના અભિપ્રાયવાળો " હું " તમને એક વખતે ન ઉપાડાય તેવા બોજા સમાન લાગશે, અને તમે તેમાંથી મુક્ત થવાને ઇચ્છશો. જ્યાં સુધી તમે જીવતા છો, ત્યાં સુધી તે બોજાને તમારા શિરપરથી દૂર કરો. મરણથી તમે તેમાંથી છુટા થઈ શકશો નહિ.

તમારી જાતને ભૂલતાં શીખો; ત્યારેજ તમે ખરૂં જીવન ગાળી શકશો અને તમારૂં ભાન અખંડિત રહ્યા કરશે.

કદાચ તમે ધારતા હશો કે જન્મ મરણનાં કારણો પણ તમે તે જાણતા નથી તેમજ તે જાણવા દેવામાં આવતા નથી.

મનુષ્ય એ પ્રભુનું પ્રતિબિંબ છે. શું સર્વજ્ઞપણા સિવાય તમે તેના જેવા થઇ શકો ? તમે પણ અપ્રકટ પ્રભુ છો, પણ તમારી ક્ષુદ્ર બાબતોને લીધે તમે તે પ્રભુને પ્રકટ થવામાં વિઘ્નો નાખો છો.

તપાસ કરો ! વિચારો ! જાણો ! તમારી ગુપ્ત શક્તિઓને પ્રકટ કરો. સર્વશક્તિમાન અને સર્વજ્ઞ બનો, તમારે દરેક બાબત સમજવી જોઈએ. જગતમાં એવી કોઈપણ છુપી વાત નથી કે જે તમે ન જાણી શકો. તમારી ક્ષુદ્રતાનો ત્યાગ કરો.

તમારા આત્માની શકિતઓને પ્રકટ કરતાં અટકાવનાર સાંકળોને તોડી નાખો. રૂઢીઓથી બંધાયેલી તમારી ટેવો, તમે કલ્પી લીધેલી ફરજો, અમુક રીવાજો પ્રમાણે વગર વિચારે પડેલી આદતો, તમારી આસપાસના મનુષ્યોથી જુદા પડવાનો ભય, અથવા કોઇ પણ જાતનો બીજો નકામો ડર હોય તે કાઢી નાખો.

જે નાના "હું" ને–ભૂતાત્માને–લગતું હોય તે જવું જોઈએ, ત્યારેજ પ્રભુ તમારામાં પ્રકટ થશે.

કામ કરવા માંડો–નિરાશ થતા ના.

મહાન કારીગરના હાથ નીચે મૂર્ખમાં મૂર્ખ મનુષ્ય પણ છેવટે વિકાસ પામશે, પણ તમે તમારા પ્રયાસથી વિકાસક્રમની મંદગતિને મદદ કરી શીઘ્રતાથી વિકાસ પામી શકો, તમારી અંદર રહેલા પ્રભુને પ્રકટાવી શકો.

આ પ્રમાણે જો તમે વર્તશો તો તમે નવયુગના ઓજસ્વી અને નિર્મળ બાળકોના આગમન વાસ્તે સારી તૈયારી કરી રહ્યા છો.



# સામાજીક સ્થિતિ.



અત્યારે જગતમાં અનેક સામાજીક પ્રશ્નો ઉભા થયા છે. મજુર અને મુડીનો પ્રશ્ન, ગરીબાઇ અને શ્રીમંતાઈનો પ્રશ્ન, સ્ત્રીઓ તથા બાળકોના કલ્યાણનો પ્રશ્ન, અપંગ તથા વૃદ્ધોની નિરાધાર સ્થિતિ, કામ કરવાના કલાકો અને મહેનતાણું, કેટલાકને વધારે કલાક કામ કરવું પડે છે, અને કેટલાકને નોકરી મળતી નથી તે પ્રશ્ન, આરોગ્યનો પ્રશ્ન, ગુન્હાઓ અને દયા, થોડાઓના હાથમાં સત્તા અને ઘણાઓની ગુલામગીરી; ટુંકમાં **ગરીબાઇ**, **દુઃખ** અને **અજ્ઞાન** આ ત્રણ મહાન્ બળાઓથી મુકત થવાનો મહાન્ પ્રશ્ન.

મનુષ્યની સંસ્કૃતિ રૂપી સુંદર બગીચામાં આવા અનેક નકામા છોડવાઓ ઉગી નીકળે છે; તે બગીચામાં હંમેશને વાસ્તે રહેવાના નથી, પણ તમે તે હમેશ રહેવાના હોય એમ તેને ટેકો આપો છો, અને જે સુંદર પુષ્પો અને સુંદર છોડવાઓ ઉગાડવાના હતા, તેને બદલે તમે જાણતાં

કે અજાણતાં જુની રૂઢીઓ રૂપી નકામા છોડવાઓને પાણી પાયાં કરો છો, જેના પરિણામે સુંદર છોડવાઓને તે નકામા છોડવાઓ કચરી નાખે છે, અને આ રીતે તે નાજુક સુંદર છોડવાઓને સૂર્યનો પ્રકાશ મળી શકતો નથી, અને તેમનામાં રહેલી દિવ્યતા પ્રકટ થઇ શકતી નથી. નકામા છોડવાઓને ઉગાડવાનું કામ ઘણું સ્હેલું છે. તે તો તમે જરા બેદરકાર રહ્યા એટલે સ્વાભાવિક રીતે પોતાની મેળે ઉગી નીકળે છે, પણ અત્યારે તે તમારા માથા સુધી પહોંચે એટલા બધા વધી ગયા છે, અને જાણે તે છોડવાઓનુંજ જંગલ બન્યું હોય તેવી સ્થિતિ થઈ છે.

સૂર્યના પ્રકાશને તમે તમારી પાસે આવવા દેતા નથી. પ્રકાશનું કિરણ તમારી પાસે આવે તે માટે તમે તે છોડ-વાઓને ઉપર ઉપરથી કાપવા ઇચ્છો છો. વધારે પ્રકાશ અને વધારે ગરમી મેળવવાને શું તમે તે નકામા છોડવાઓને કાપી નાખવા માગો છો? તમે શું કરો છો, તેનો બરાબર વિચાર કરજો. જો તેનાં મૂળ રહી ગયાં તો તે છોડવાઓ ફરીથી નવા રૂપમાં ઉગ્યા વિના રહેશે નહિ. ઉપર ઉપરથી તે છોડવાઓને કાપવાથી તમે ઝાઝો લાભ મેળવી શકશો નહિ. તેનું **મૂળજ** કાપી નાખો. તે મૂળ તે **સ્વાર્થ** છે. બીજાઓનોજ સ્વાર્થ નહિ પણ તમારો પોતાનો સ્વાર્થ. તમને બગીચાના જે ભાગમાં કામ કરવાનું **સોંપવામાં** આવ્યું હોય તે **ભાગને ચોકખો** બનાવો. બીજાઓને સોં-પેલા ભાગોને સાફ કરવાનું કામ ઘણું કઠણ છે. પ્રથમ તમે તમને સોંપેલો ભાગ સાફ કરો. પ્રથમ તમે તમારૂં ઘર

ચોકખું અને પવિત્ર બનાવો. તમારા બગીચાના તે ભાગમાં નકામા છોડવાઓ તમે કાપી નાખેલા હોવાથી ત્યાં સૂર્યનો પ્રકાશ સારી રીતે આવશે, અને પ્રેમના નાના સુંદર છોડવાઓ પર લાગેલાં મનોહર પુષ્પો ડોળવા લાગશે, અને પવિત્રતાનો મૉર તેને આવશે.

**તમારાં આ દિશાનાં કાર્યો** અને તેનાં સુંદર **પરિણામો** આવેલાં જોઇ લોકો તમને **અનુસરવા** પ્રેરાશે. તમારા ઉપદેશ વિના પણ તેઓ તમારે પગલે ચાલશે, અને આ રીતે આડકતરી રીતે તમે તેમના ઉપદેશક થશો. થોડા વખતમાં તે બગીચાના બીજા ભાગોમાં પણ નકામા છોડવાઓ રહેશે નહિ. તેઓનાં મૂળજ કાપવામાં આવશે. મનુષ્યજાતિના આનંદપુષ્પ ઉપર સ્વાર્થની છાયા પડશે નહિ.

જ્યારે આ સ્થિતિ થશે, ત્યારે નવીન યુગનાં બાળકો પૃથ્વીપર વિચરવા લાગશેઃ તેઓ તમે તૈયાર કરેલા નિઃસ્વાર્થ પ્રેમ અને પૂર્ણ પવિત્રતાના બગીચામાં આનંદથી મ્હાલવા લાગશે; અને તમે પોતે પણ તમારા આ નિઃસ્વાર્થ કાર્યથી નવા યુગની પ્રજામાં વસવાને યોગ્ય ગણાશો અને તમે પણ તેમની સાથે આ સુંદર પાકના ભોકતા થશો.

દરેક પ્રશ્નને લઇને તેનો જુદો જુદો વિચાર હું કરવા માગતો નથી. તમારી જુની સંસ્કૃતિના તુટતા મકાનનો ભાગેલો ભાગ કેમ સુધારવો, અહીં તહીં ઉખડી ગયેલું પ્લાસ્ટર કેમ ફરીથી ચોટાડવું, તેમજ ઉપર ઉપરથી રંગ લગાડી બગડેલા ભાગોને કેમ ઢાંકી દેવા તે પ્રશ્નો હું ચર્ચવા માગતો નથી. જ્યાં સુધી નવું મકાન ન થાય, ત્યાં સુધી તે જુના મકાનમાં પડી રહો.

પણ તે દરમ્યાન નવું મકાન બાંધવામાં તમારા બધાની શક્તિઓનો ઉપયોગ કરો. અડગ **નિઃસ્વાર્થતાનો પાયો** નાખો, **રક્ષણ કરનારા પ્રેમની દીવાલો** ઉભી કરો અને **નિષ્કલંક પવિત્રતાથી** તે મકાનને શણગારો. **ભ્રાતૃભાવ** અને **આનંદના વિચારો** રૂપી **ફર્નીચર** તે મકાનમાં લાવો.

પછી તે નવા મકાનમાં રહેવા જાઓ, અને તમારા સામાજીક પ્રશ્નોના કચરાને પાછળ મુકી દો. તમારે તેનો ઉપયોગ નથી. તમારા નવા મકાનમાં તેમનું સ્થાન નથી.

વિચિત્ર અને મૂર્ખાઇભર્યા ભૂતકાળની **જુની યાદગીરી** તરીકે તે જુના મકાનને એક સંગ્રહસ્થાન રૂપે રાખો. તેમાં કોઇને રહેવાની ઇચ્છા થશે નહિ, અને કોઇએ તે મકાનમાં રહેવું પણ ન જોઇએ. પણ આ વાસ્તે તમારે નવું મકાન બાંધવામાં તમારો ભાગ ભજવવો જોઇએ. તમારે નવી સંસ્કૃતિવાળી નવી પ્રજા લાવવામાં તમારી બધી શક્તિઓનો ઉપયોગ કરવો જોઇએ.

જેઓ અજ્ઞાન છે, તેમને માટે અમુક પ્રશ્નો ઉભા રહે છે. પણ ખાસ મનુષ્યજાતિને દોરે તેવા ગુરૂઓને આ પ્રશ્નોનો ઉકેલ ઘણો સ્હેલો લાગે છે. એકવાર તે પ્રશ્નોનો ઉકેલ આણેલો હોવાથી તેઓને તેનું અનુભવજ્ઞાન છે.

ત્યારે તેઓ જગતપર આવીને તે પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આપણને કેમ મદદ કરતા નથી ? જો શિક્ષક વિદ્યાર્થી માટે ગણિતના હિસાબો કરી આપે તો શું બાળકનો

તેમાં વિકાસ થાય ? શિક્ષકને તે કામ સ્હેલું લાગશે, પણ શું તેથી બાળકનો વિકાસ થશે ? બાળકની શકિતઓ અને ગુણો ખીલે તે માટે આ બધા સવાલો જગતમાં ઉભા થાય છે.

હવે જો મહાન્ ગુરૂઓ તે બધા પ્રશ્નોનો ખુલાસો આપી દે, તો શું બાળકનો વિકાસ થાય ?

ડાહ્યા શિક્ષકો પ્રેમપૂર્વક બાળકોને જુએ છે, અને જ્યારે કોઇ પણ બાળક પોતાના પ્રયાસથી કોઇ પણ પ્રશ્નનો ઉકેલ આણે છે, ત્યારે તેઓ ઘણો આનંદ પામે છે. પછી તેઓ તેના આગળ અઘરા પ્રશ્નો રજુ કરે છે, આ રીતે તે શાળાના પાઠ શીખી લઇને અમુક પદવી મેળવે છે.

તેવીજ રીતે અત્યારના મહાપુરૂષો આપણા સામાજીક પ્રશ્નો તરફ જુએ છે. તે પ્રશ્નોનું નિરાકરણ કરવામાં તમારી આંતર શકિતઓ ખીલે તે માટેજ આ પ્રશ્નો ઉદ્દભવ્યા છે. જાતે તે પ્રશ્નોનું નિરાકરણ કરવા બનતો પ્રયત્ન કરો.

જેઓ હાલના પ્રશ્નોનું નિરાકરણ કરવામાં પોતાનો નિઃસ્વાર્થ હિસ્સો આપે છે, તેઓ નવીન યુગને જન્મ આપે છે.

જેઓ આળસુ છે, જેઓ કામ કરવાને બદલે આની આ સ્થિતિમાં પડી રહેવાનું પસંદ કરે છે, જેઓ કોઈ પણ પ્રકારની તાલીમ લેવા માગતા નથી, તેવા મનુષ્યો નવયુગના બાળકો થઈ શકે નહિ.

જેઓ આ કામ રસપૂર્વક ઉપાડે છે, અને ભવિષ્યમાં વધારે ઉત્તમ કાર્યો થઇ શકે, તે માટે જે તાલીમમાં પસાર

થવું પડે તેમાં ખુશીથી પસાર થાય છે તેઓ નવા યુગના બાળકો થઈ શકશે.

હું તેમને મદદ કરવા આવ્યો છું, તેઓના વિકાસ વાસ્તે મારૂં આગમન છે.

હું અત્યારે તો તે સંબંધી **સૂચના** આપી શકું, પણ તે સૂચનામાં બધી મુશ્કેલીઓના નિરાકરણની અસામાન્ય કુંચી રહેલી છે.

હે માનવબંધુઓ! નવીન યુગમાં પ્રવેશ પામવા ઇચ્છતા જીવો! તમે તમારા વતમાન કાળના પ્રશ્નોનું નિરાકરણ કરવા માગો છો. પ્રેમરૂપી એવી કુંચી છે કે જે મનુષ્યના હૃદયનો અંદરનો દરવાજો ઉઘાડી નાખે છે, અને ત્યાં નજર કરતાં દરેક જાતના પ્રશ્નોનો ખુલાસો તમને મળી જશે.

પણ યાદ રાખજો કે જેનામાં **નિષ્કલંક પવિત્રતા** હશે, તેજ તે કુંચીનો ઉપયોગ કરી શકશે.

તમારા બધા પ્રશ્નોના નિરાકરણની કુંચી પ્રેમમાં રહેલી છે, એવું જ્યાં સુધી તમે શોધી કાઢો નહિ ત્યાં સુધી તમે બરાબર પાઠ શીખ્યા નથી, ત્યાં સુધી આ શાળામાં તમને ઉંચી પદવી મળી શકે નહિ.

જો તમે અમુક જીદંગીઓ સુધી અમુક પાઠ ન શીખી શકો તો તમને એક એવા ગુરૂને સોંપવામાં આવે છે કે જે ગુરૂ કદાપિ નિષ્ફળ નીવડતો નથી.

આ ગુરૂ ઘણો પ્રબળ છે, ધીરજવાન છે, ક્ષમાશીલ છે, દયાળુ છે, અને તેનો હેતુ તમને વધારે સુખી કરવાનો

છે, અને તમને નવા યુગને વાસ્તે તૈયાર કરવાનો છે. તે તમારી નિર્બળતાઓ અને તમારામાં રહેલી આગળ વધવાની શક્તિ જાણે છે, અને તમને શીખવાનું તેણે માથે લીધું છે. તમને તેની રીત પસંદ ન પણ આવે, પણ તે તમને પોતાનાથી બનતી મોટામાં મોટી મદદ આપે છે.

તે મહાન્ ગુરૂનું નામ **દુઃખ** છે.

દુઃખ જેવો મોટો અને વધારે પ્રેમાળ શિક્ષક બીજો એક પણ નથી. તે ગુરૂનો પાઠ કદાપિ નિષ્ફળ નીવડતો નથી. જો કોઇપણ કારણથી તમારામાં પ્રેમ અને દયા ન ઉભરાતાં હોય તો દુઃખને લીધે તે ઉદ્‌ભવે છે. બીજાઓનાં દુઃખો તમે સારી રીતે સમજી શકો છો, તમારામાં બીજાઓ પ્રત્યે સહાનુભૂતિ પ્રગટે છે, અને આ રીતે તમારામાં પ્રેમનાં બીજ પ્રગટે છે.

પ્રેમનો રોપો એકદમ ખીલતો નથી.

પ્રેમના બીજને ફણગો આવે તે પહેલાં પત્થરની સખ્ત જમીનમાં થઇ તેને પોતાનો માર્ગ કાપવાનો હોય છે. દુઃખ તેને જમીન તોડવામાં અને માર્ગ સુંવાળો કરવામાં ઘણું મદદગાર થાય છે.

આ દુઃખરૂપી ગુરૂનું મોટું કામ તમારી અંદર રહેલી દિવ્યતા પ્રગટાવવાનું છે. જ્યાંસુધી તમારે શીખવા યોગ્ય પાઠ તમે ન શીખી લો, ત્યાંસુધી તે પોતાનું કામ કર્યા કરશે.

મુક્તિ મેળવવાના અનેક માર્ગો છે. તેમાં દુઃખ એ ટુંકામાં ટુંકો માર્ગ છે, અપૂર્વ સૌંદર્ય, શાશ્વત યુવાવસ્થા

અને આનંદરૂપી પ્રકાશના દર્શન કરવાને વાસ્તે પ્રથમ આપણે દુઃખરૂપી અંધારા બુગદા (tunnel )માં થઈને પસાર થવું પડેછે. તે બુગદામાં થઇને પસાર થશો, તેમ અંધકાર વધતો જશે, પ્રકાશનું કિરણ પણ દેખાશે નહિ, હવા ભારે લાગશે, અંધકારમાં આપણે ફાફાં મારવા પડશે, બુગદાનું છાપરૂં પડી જાય અને આપણે કચરાઈ જઇએ એવો ભય રહ્યા કરશે. તમે થાકી જશો, અને અતિશય બબડયા કરશો.

છતાં આગળ ચલાવ્યા કરો. તમારી આગળ ગયેલા મનુષ્યોના અવાજ સાંભળો. જેઓ તે બુગદાના છેડાસુધી પહોંચી આનંદમાં આવી ગયા છે, તેમના તે અવાજ છે. તમે અત્યારસુધી નહિ અનુભવેલો પ્રકાશ તેમણે અનુભવ્યો છે.

સાંભળો–કોઈકના પગનો અવાજ સંભળાય છે. આનંદી શબ્દોથી કોઈ તમને બોલાવે છે. જેમણે પ્રકાશની ઝાંખી મેળવી છે, તેઓ તમને પ્રોત્સાહન આપવા, ઉત્તેજન આપવા અને તેઓનો આનંદ તમારી સાથે વ્હેંચવા માટે પાછા ફરે છે. તેમણે નવા યુગનો પ્રકાશ જોયો છે; અને તે પ્રકાશ બીજાઓ જોડે વ્હેંચવામાંજ તેમને આનંદ આવે છે.

સુખની ખીણ તરફ જવાનો બીજો એક માર્ગ છે. તે માર્ગ લાંબો અને કંટાળા ભર્યો છે. તે રસ્તો આડો અવળો છે, અને જ્યાં બરફ કોઈ દિવસ ઓગળે પણ નહિ તેવા ખેતરોમાં થઇ તે રસ્તો આવેલો છે. તે રસ્તે જનારા બહુ થોડા હોય છે, અને ત્યાં અનેક પ્રકારનો ભય હોય છે.

ત્યાં બરફ તેના પર ધસી આવે છે, અથવા તે માર્ગમાં લપસી જાય છે, અને એકાંતમાં બરફમાં ઠરી જવાનો ભય રહે છે.

કેટલાક તે માર્ગે જાય છે. પણ કાંતો તેઓ નાશ પામે છે, અથવા તો આખરે દુઃખના ભુગદ્દામાં થઇને પસાર થાય છે. દુઃખના ભુગદ્દામાં પસાર થયા વિના કોઈપણ મનુષ્ય પોતાના સાધ્ય તરફ પહોંચ્યો જણાતો નથી.

આ વિશ્વ અનંત દયાળુ પ્રભુની સત્તા નીચે ચાલે છે, ત્યાં કોઇપણ પ્રકારનો અન્યાય હોઇ શકે નહિ.

મોટામાં મોટું દુઃખ, તેમજ નાનામાં નાનો દુઃખનો કડવો અનુભવ–એ આપણે પોતે ઉભા કરેલા છે. કોઇ ક્રૂર સત્તાએ તમને શિક્ષા આપવાના હેતુથી તમારે માથે દુઃખ નાખ્યું નથી, પણ તમારાં પોતાનાં કાર્યોના પરિણામે તમારી આ સ્થિતિ થયેલી છે. તમે અમુક પાઠ શીખવા હઠીલાઇથી ના પાડી, અને જીવાત્માના ભોગે તમે તમારા ભુતાત્માને નાના "હું" ને તૃપ્ત કરવા પ્રયત્નો કર્યાં, તેના પરિણામે અત્યારે તમે અમુક દુઃખો ભોગવી રહ્યા છો. તમે આ મહાન્ નિયમને માનો છો. તમે એમ પણ કબુલ કરો છો કે આ વિશ્વમાં અન્યાય જેવું કાંઇ નથી; અને દરેક મનુષ્યને તેના શુભ કે અશુભ કર્મનો બદલો મળે છે. તમારામાં આ બાબતનું જ્ઞાન હોય છે, અને જ્યારે બીજા મનુષ્યો દુઃખમાં, આફતમાં કે ગંભીર મુશ્કેલીઓમાં હોય છે, ત્યારે તમે આ જ્ઞાનનો ઉપયોગ કરો છો, પણ જ્યારે તમારે કોઇ નિરાશાનો પ્રસંગ આવે છે, ત્યારે તમારૂં

આ જ્ઞાન ક્યાં ચાલ્યું જાય છે ? તમે ચીડાઈ જાઓ છો, ગુસ્સે થાઓ છો, ચિંતાતુર બનો છો, ખિન્ન દેખાઓ છો, તમારૂં ચિત્ત ઠેકાણે હોતું નથી. અને તમારે માથે નિષ્કારણ, ગેરવ્યાજબી દુઃખ આવી પડયું છે, એમ તમે બોલી ઉઠો છો.

તમે તમારા "હું"પણાથી અંધ બની ગયા છો. જાગ્રત્ થાઓ. જે જ્ઞાનની દવા તમે બીજાઓને આપવા તૈયાર હો છો, તે તમે જાતે લો.

તમારે માથે પડેલું દુઃખ તમે પોતેજ ઉભું કર્યું છે. તમારા ભૂતકાળના કાર્યોથી તમે તમારી હાલની સ્થિતિ પેદા કરી છે. પણ તે સ્થિતિ પણ તમારા લાભ અર્થે છે. વિકાસક્રમને દોરનારા જ્ઞાની પુરૂષો તમારી તે સ્થિતિનો ઉપયોગ તમને અમુક પાઠો શીખવવાને, અને તમને દુઃખોમાંથી મુક્ત કરવા માટે કરે છે.

આ દૃષ્ટિએ જોતાં હાલની તમારી સામાજીક સ્થિતિ તમને યોગ્યજ મળી છે, પણ જો તમે **ભ્રાતૃભાવ** અને **દયા** આ બે સિદ્ધાંતો પ્રમાણે તમારૂં જીવન ન ગાળો, અને તમારા બંધુઓનું દુઃખ દૂર કરવા બનતો પ્રયત્ન ના કરો તો તમારે તેને તે સ્થિતિમાં પડી રહેવું પડશે, અને ફરી ફરીને એ દુઃખના પાઠ તમારે શીખવા પડશે.

બહારની સ્થિતિ અને સંયોગો, એ તમારી આંતરસ્થિતિ અને મનની વૃત્તિઓનું બાહ્ય સ્વરૂપ છે. આ નિયમ વ્યક્તિઓને તેમજ પ્રજાઓને લાગુ પડે છે. તમારી આંતર સ્થિતિના પરિણામ રૂપે જે સામાજીક રોગો પ્રગટયા છે

તેનાપર તમે મલમપટો લગાવી બહારથી સારો દેખાવ આપવા માગો છો. પણ આથી કાંઇ રોગ મટવાનો નથી. શું તમે તમારા મનની ખરી સ્થિતિ નથી જાણતા ? સામાજીક બાહ્ય સ્થિતિ જે હાલ પ્રગટ થવા પામી છે તેનાં મૂળ કારણો **ભ્રાતૃભાવની** અને **દયાની ખામી** છે. માટે તે હૃદયના રોગને સુધારવા પ્રયત્ન કરો, એટલે તેના કાર્યરૂપે પ્રગટ થયેલી સામાજીક સ્થિતિ સુધરતાં ઝાઝો વખત લાગશે નહિ.

જ્યાં આંતરસ્થિતિ સુધરી એટલે બાહ્ય સ્થિતિ સુધરતાં વાર લાગશે નહિ. **પ્રથમ તમારી જાતને** શુદ્ધ કરો, તો પછી **બાહ્ય સંયોગો** બદલાશે.

જ્યાં હુંપણું ગયું, ત્યાં સ્વાર્થ ગયો, અને સ્વાર્થ ગયો એટલે બધો માર્ગ ઘણો સરળ થઈ જશે.

જે પ્રમાણમાં તમે શુદ્ધ થતા જશો તે પ્રમાણમાં તમે નાના "હું" માંથી મોટા "હું" તરફ જતા થશો, અને સર્વ સાથે એક્તા અનુભવશો. તે પછી તમે બીજાને ચાહ્યા અને મદદ કર્યા વિના રહી શકશો નહિ.

વળી જેવી રીતે ઓછા પ્રકાશવાળા દીવાનખાનામાં દરેક વધારાનો દીપક અંધકારનો નાશ કરવામાં મદદગાર થાય છે, તેવી રીતે તમારી પૂર્ણતા આખી મનુષ્યજાતને પૂર્ણતા તરફ જવામાં મદદગાર થાય છે.

વિકાસક્રમના દૃષ્ટિ બિંદુઓમાં, આધ્યાત્મિક વિકાસમાં મગજની શક્તિઓમાં, શારીરક બળમાં, તંદુરસ્તીમાં,

અમુક વસ્તુઓની માલીકીમાં, અમુક બાબતની શક્તિઓમાં, જગતના જીવોમાં ભેદભાવ તો રહેવાના.

પણ નવા યુગમાં જીવો એક બીજાને વધારે સારી રીતે **સમજશે**, અને કોઇપણ મનુષ્ય બીજાને દુઃખી કરશે નહિ. પોતે જે કાંઇ છે અને પોતાની પાસે જે કાંઇ છે, તેનો બીજાઓને આનંદ આપવામાં ઉપયોગ કરવો એજ મોટામાં મોટો આનંદનો વિષય થશે. નવા યુગમાં ગરીબાઇ રહેશે નહિ, તેમજ પૈસાનો સ્વાર્થી ઉપયોગ પણ જણાશે નહિ.

**તમારી પૈસાની** ગણત્રીઓ મારે મન **બીનમહ-ત્વની** છે. હૃદયની કિંમત તેજ મારે મન **મહત્વની** બાબત છે. તમારા લાખો રૂપીઆઓ—જગતના ખજાનાઓ ધરીને તમે નવીન યુગના આત્માને તમારે ત્યાં આવવા માટે આકર્ષી શકશો નહિ.

પણ જે હૃદય **પવિત્ર** છે, અને જે હૃદયના **નિર-ભિમાનપણાને** લીધે તેમજ **બાહ્ય ભપકાના અભાવે** કોઇનું લક્ષ પણ ખેંચાતું નથી, તેવા હૃદયમાં નવીન યુગનો આત્મા ખેંચાઈ આવે છે. ત્યાં નવી પ્રજા પ્રકટતી જાય છે.

બધામાં એક જીવન છે, તેનો અનુભવ થાય તેટલા પ્રમાણમાં તમારા પ્રશ્નોનું નિરાકરણ થશે. **પ્રેમ** એ એક એવી **ચાવી** કે જે બધા સામાજીક પ્રશ્નોરૂપી તાળાઓને ઉઘાડી નાખશે.



# પવિત્ર વિચારોનો પ્રભાવ.

જો તમારી આસપાસના દરેકના વિચારો તમે જોઈ શક્તા હો તો તમે શું કરો ? તમે જોઇ શક્તા નથી, તેમાં-જ આનંદ માનો. તમારા પોતાના વિચારોજ જો તમે જોઈ શક્તા હો તો તમારૂં સ્વાભિમાન તૂટી જાય, બીજા-ઓના વેપારો સંબંધી તથા ખાનગી બાબતો સંબંધીના વિચારો જો તમે જાણો તો તમે તે ખાનગી ખબરનો ત-મારા સ્વાર્થને સારૂ ઉપયોગ કરો ખરા ને !

જ્યારે તમે નવા યુગમાં જન્મશો ત્યારે તમે તે વિ-ચારો જોઈ શકશો, પણ તે વખતે તો તમારામાંથી સ્વાર્થના અંશો ચાલ્યા ગયા હશે.

જો તમારો દરેક વિચાર બીજાઓ જાણે તો તમે શું કરો ?

શું તમે તમારા વિચારો બીજાઓ જુએ અને જાણે એમ માગો છો ?

શું તમારા વિચારો બીજાઓ જુએ એટલી તમારામાં હિમ્મત છે ?

તમારા વિચારો બીજાઓ જોઈ શકતા નથી, એ શ્રદ્ધાથી તમે આનંદમાં રહો છો.

નવા યુગમાં તો બધા લોકો તમારા વિચારોને જાણી શકશે. તમારો દરેક વિચાર પછી તે ચોકસ હોય કે અનિશ્ચિત હોય, તે જગતને દોરનારા મહાન્ પુરુષોના જાણવામાં આવે તો તમે શું કરો ?

તમને હું ખાતરીથી કહું છું કે તે મોટા પુરુષો તમારા વિચારો જાણી શકે છે, અને નવા યુગનો આત્મા પણ તે જાણે છે.

બીજી કોઇ પણ બાબત કરતાં તમારા વિચારો ઉપરથી તમારા સંબંધમાં મહાપુરુષો તોલ બાંધે છે. મુખ્યત્વે તમારા વિચારોપર તમારા વિકાસનો આધાર છે. તમારામાં કેટલી **પવિત્રતા** છે અને કેટલો **પ્રેમ** છે, તેજ મહત્ત્વનું છે. કારણ કે તે ધોરણથી તમે નવાયુગમાં પ્રવેશ પામવાને લાયક ગણાશો.

તમારા દરેક વિચારની નોંધ લેવાય છે.

તમારો દરેક વિચાર નોંધાય છે. તમારામાં અમુક ઝાંખો વિચાર આવ્યો હોય તો તેની પણ નોંધ લેવાય છે. તમારા જીવનના નાનામાં નાના બનાવને તમારી કસોટી કરવાના સાધન તરીકે વાપરવામાં આવે છે. અમુક બનાવથી અમુક વ્યકિત સાથે સંબંધમાં આવવાથી, તમારામાં કયા અને કેવા વિચારો પ્રકટે છે, તેની તપાસ કરો. કોઇપણ

વસ્તુને લીધે તમારામાં નહિ ઇચ્છવાલાયક વિચારો ન આવે, તેવી તમારા મનની સ્થિતિ થવી જોઈએ. તમારા દરેક વિચારથી સૂક્ષ્મ પ્રકૃતિમાં આંદોલનો પ્રકટે છે, તેની શાશ્વત નોંધ રહે છે. તે નોંધનાં ઘણાં પાનાં બગડેલાં હોય છે, નકામાં હોય છે. **ચોક્સ પવિત્ર, પ્રેમાલ** અને **રચનાત્મક** વિચારોથી જ ભરેલું હોય, તેવું કોઈ પણ પાનું ભાગ્યેજ નજરે પડે છે. તમારાં સંબંધી નોંધ પોથી કેવી છે? તેને સારી બનાવવા તમે શું કરો છો? તમે દરેક કલાકે તેમાં શું ઉમેરો કરો છો? તમે શું કરવા માગો છો?

નવા યુગનો આત્મા કહે છે કે "તમને શું મારા શબ્દોમાં શંકા આવે છે? તમે શંકા લાવો તેથી હું તમારા વિચારો જોઇ શકું છું. તેમાં જરા પણ ફેર પડશે નહિ. તમારા ગુપ્તમાં ગુપ્ત વિચારો પણ મારાથી છુપા નથી. તમારામાં થઇ પસાર થતા ક્ષણિક વિચારો પણ મારી જાણ બ્હાર નથી, તમે તે વિચારોને મગજમાં અમુક શબ્દોમાં ગોઠવો તે પહેલાં હું તે વિચારો જોઇ શકું છું. કારણ કે આધ્યાત્મિક સૃષ્ટિમાં–મારા નિવાસ સ્થાનમાં–સઘળા વિચારો દેખાય છે. વિચારો એ ખરી વસ્તુઓ છે–તમે ઉભી કરેલી ખરી વસ્તુઓ છે."

જગતના લોકો બ્હારના દેખાવ ઉપરથી મનુષ્યના સંબંધી તોલ બાંધે છે. તમે ચતુરાઇથી અમુક જાતનાં વસ્ત્રો પહેરીને જે તમારામાં ન હોય, તે તમારામાં છે, એવી બીજાઓને ખાતરી કરાવી આપવા પ્રયત્ન કરો છો. પણ તમારા વિચારોએ ઉત્પન્ન કરેલા વિચારોનાં રૂપો તમારી આસપાસ આવેલાં હોય છે. તે વિચારનાં વસ્ત્રો તમેજ

ઉત્પન્ન કરો છો. તેમાંનો દરેક દોરો તમેજ વણેલો છે, ઉપર ભાત તમે રચેલી છે, અને તેની જાત પણ તમેજ પસંદ કરી છે. તે વિચારરૂપી વસ્ત્ર ઉપરથી તમે કેવા છો, તેનો પુરતો ખ્યાલ આવી જાય છે.

હવે તમારો દેખાવ કેવો લાગે છે !

ઘાટ વગરનો, અનાકર્ષક, ઝાંખા અને કાદવ જેવા રંગોવાળો, કોઇપણ યોજના વગર થીગડાં મારીને એકઠો કરેલો, જ્યાં ત્યાં "હું" થી ભરેલો, ઘણા હુકવાળો, અનેક કાણાં અને બાકાંવાળો, તમારો પોશાક લાગે છે. તમારા તે વિચારના પોશાક ઉપરથી લાગે છે કે તમારૂં જીવન હેતુ વગર પસાર થયું છે, અને તમારામાં વિચાર કરવાની ખામી છે.

નવાયુગમાં બધા જીવો તમને જોઇ શકશે. પણ જેમણે પોતાનો જુનો પોશાક બદલ્યો નથી, અને જેમણે દેખનારાઓને સુંદર અને આકર્ષક લાગે તેવો પોશાક પહેર્યો નથી, તેઓ નવાયુગમાં દાખલ થઇ શકશે નહિ. જેમણે પોતાના વિચારો પવિત્ર બનાવ્યા છે, અને પ્રેમથી રંગ્યા છે, તેઓજ નવાયુગના નાગરિકો બની શકશે.

તમારા વિચારોથી તમે તમારૂં ભવિષ્ય રચો છો. જેવા વિચારો તમે કરો છો, તેવા તમે થાઓ છો. તમે જેવા થવા માગો છો, તેવી આકૃતિ તમે એકાગ્ર વિચારોથી બનાવો છો. જો તમારો વિચાર ઘણો પ્રબળ હશે તો તમારા બહારના સંયોગો અને તમારૂં શરીર પણ બદલાવા લાગશે.

એકાગ્ર અને પ્રબળ વિચારથી તમે ધારેલી વસ્તુ

પ્રાપ્ત કરી શકો છો. એ જ્ઞાન એક રીતે ભયંકર છે. તમે ધનવાન થવા માગો છો, તમે કીર્તિ મેળવવા ઇચ્છો છો, તમે પ્રકાશવા માગો છો, તમે તમારા બંધુઓ કરતાં સત્તા, ધન, વિદ્યા અને કળામાં આગળ વધી જવા માગો છો. અરે ! તમારે આધ્યાત્મિકતા પણ જોઇએ છે, તે બીજાઓ કરતાં વધારે સારા દેખાવા ખાતર. તમે તમારા વિચારની ઉત્પાદક શકિતનો સ્વાર્થની ખાતર ઉપયોગ ન કરો, તે બાબતનું જ્ઞાન છુપું રાખવામાં આવ્યું છે. તમે વિચાર–શકિતનો દુરૂપયોગ કરી તમારા વિકાસમાં તથા મનુષ્યજાતિ જેના તમે એક ભાગ છો તેના વિકાસમાં ખલેલ પહોંચાડો છો. તમે ભૂતાત્માને–તમારા નાના "હું" ને એટલો બધો બ્હેકાવી મુકો છો કે જેથી જીવાત્મા પોતાની શકિત પ્રકટ કરી શકતો નથી.

જો તમે નિઃસ્વાર્થી બનો, અને તમારાં નાના "હું" ના ગુલામ થતા અટકો, તો તમે વિચાર કરવાની સાથેજ અમુક વસ્તુનું દશ્ય રૂપ ઉત્પન્ન કરી શકશો. નવા યુગનાં બાળકો આમ કરી શકશે. પણ તેઓ પોતાનું જ્ઞાન કદાપિ સ્વાર્થની ખાતર નહિ પણ પરમાર્થે વાપરશે.

નવીન યુગના જીવો વિચારોના સુંદર આકારો રચવામાં કળાનિપુણ થશે, અને નિર્મળ દૃષ્ટિવાળા તે આકારો જોઇ આનંદ પામશે.

છેવટની મોટામાં મોટી ઉત્પાદક શક્તિ વિચાર છે. અવાજથી સ્થૂળ જગતમાં વસ્તુઓ ઉત્પન્ન થાય છે. પણ જ્ઞાની અને વિચારશીળ પુરૂષો પ્રથમ ભાનપૂર્વક વિચાર

કરે છે, સ્થુળભુવનમાં જે બાબત તેમને જોઇતી હોય, તેનો નમુનો તેઓ પ્રથમ ભાનપૂર્વક સૂક્ષ્મ પ્રકૃતિમાં ઉત્પન્ન કરે છે.

જે મહાન્ શક્તિએ આ વિશ્વ રચ્યું, તેણે પ્રથમ તે વિચારમાં ઉત્પન્ન કર્યું, પછી પોતાના શબ્દથી તેનું સ્થૂળરૂપ આપ્યું. જો તમે પ્રભુના પ્રતિબિમ્બ રૂપ હો તો તેણે જેમ કર્યું હોય તેમ તમે બોલો તે પહેલાં વિચાર કરો. તમે વર્તો તે પહેલાં વિચારો.

જગતમાં જે કાંઇ ઉત્પન્ન થાય છે, તેના ઉચ્ચતમ સ્વરૂપો વિચારની ભૂમિકામાં પ્રથમ પ્રકટ થાય છે. માટે તમારી ભવિષ્યની દુનિયામાં કેવી પરિસ્થિતિ તમારે જોઈએ છે, તે તમે તમારા વિચારોથી અત્યારથી ઉત્પન્ન કરી શકો.

પ્રબળ, ચોક્કસ અને લાંબા સમય સુધી કરેલા તેના તે વિચારોથી એક પ્રબળ સત્ત્વ ઉભું થાય છે, જે તમે જોઈ શકતા નથી. જો તમે તે સત્ત્વનું પોષણ કરો, અને દરરોજ તેના પર લક્ષ આપો તો તમે તે સત્ત્વને જે આજ્ઞા કરો તે પ્રમાણે તે કરશે. તમે તે સત્ત્વમાં પ્રેમના કે દ્વેષના, મદદના કે વિનાશના, જે જે તત્ત્વો મૂકો તે તત્ત્વો પ્રમાણે તે ચાલશે. તે તત્ત્વો તેનું જીવન થશે.

લોકોને પ્રબળ વિચાર કરતાં આવડતું નથી, તે ઘણું સારૂ છે; કારણ કે સ્વાર્થી મનુષ્યો જગતમાં ઘણા છે, અને તેથી જગતને લાભ કરતાં ગેરલાભ વધારે થાય.

હું ધારૂં છું કે તમે ખાસ કરીને બીજાને નુકશાન-કારક, ખાસ કરીને બીજાને ધિક્કારનારા, તેમજ ખાસ કરીને

કેવળ સ્વાર્થી વિચારો નથી કરતા. શું તમે તેવા વિચારો કરો છો ? તમારા વિચારો ઘણા ક્ષુદ્ર હોય છે. અંગત ટીકાઓ, અમુક વસ્તુ ગમે છે કે નથી ગમતી તેના વિચારો, નજીવી અંગત ઇચ્છાઓ; સામાન્ય રીતે તમારા વિચારો આવા હોય છે. તમને તે નિર્દોષ લાગે, પણ તેવા વિચારો-વાળા મનુષ્યોની વચમાં નવા યુગનો આત્મા જન્મ લઇ શકે નહિ.

આવા નાના અને ક્ષુદ્ર લાખો અને કરોડો વિચારો એક બીજા પ્રત્યે દોરાય છે, તેઓ એક બીજાને પ્રબળ બનાવે છે, અને શકિતનો મોટો ભંડાર બને છે.

આ સારા અથવા નરસા વિચારો જ્યારે મોટા રૂપમાં એકઠા થાય છે, ત્યારે મનુષ્યજાતિ ઉપર તે પ્રવાહ ઉતરે છે. પ્રેમ અને દયાથી ભરેલાં જલાશયો ભાગ્યેજ જોવામાં આવે છે કે જે પોતાનો પ્રવાહ રેડવાને તૈયાર હોય. પણ નહિ ઇચ્છવા યોગ્ય શક્તિઓથી ભરેલા જળાશયો ઠલવવા માંડે છે, ત્યારે જગતમાં મોટા અકસ્માતો, મોટા રોગો, મરકી કે યુદ્ધ પ્રકટે છે. **આ બધું** મનુષ્યોના **વિ-ચારોનું** પરિણામ છે, મનુષ્યે પોતે ઉભું કરેલું છે. પોતાના અવિચારી અને અસંયમિત વિચારોથી તે જળાશયને ભર-વામાં પોતે જે ફાળો આપ્યો હોય, તે ફાળાના પ્રમાણમાં તે દુઃખનો તે ભાગીદાર બને છે.

જ્યાં સુધી તમે તમારા વિચારોને શુદ્ધ નહિ બનાવો ત્યાં સુધી આ બધા પ્રતિકૂળ પ્રસંગો બંધ થશે નહિ.

જ્યાં સુધી તમારામાંથી બીજાને નુકશાન કરતાં તત્ત્વો તેમજ તમારા સ્વાર્થને લગતા વિચારો દૂર નહિ થાય, ત્યાં સુધી શોક અને દુઃખ તમારા ભણી આકર્ષાયા વિના રહેશે નહિ. બીજાઓને મદદ કરવામાં તમે તમારા વિચારોની પવિત્રતાનો ઉપયોગ કરતા થશો, તે પ્રમાણમાં નવીન યુગનો આત્મા તમારામાં જન્મવા લાગશે.

તમારા દરેક વિચારમાં, વચનમાં, અને વર્તનમાં જ્યારે પવિત્રતા આવશે, એટલે નવો યુગ તમે જ્યાં ઉભા હશો ત્યાં આવીને ઉભો રહેશે.



# લાગણીઓની શુદ્ધિ.

---

સત્યના દર્શન કરવાને, સાચું સુખ પ્રાપ્ત કરવાને, સુખના સામ્રાજ્યમાં પ્રવેશ કરવાને જે જરૂરનાં સાધનો છે, તેમાં મુખ્ય પવિત્ર વિચાર અને લાગણીઓ છે.

આપણે એક અંકમાં પવિત્ર વિચારની વાત સંબંધી ચર્ચા કરી હતી. હવે આ લેખમાં આપણે લાગણીઓની શુદ્ધિ શી રીતે થાય અને શુદ્ધ થયેલી લાગણીઓ માનવ-વિકાસમાં કેવો ભાગ ભજવે છે, તે વિચારીશું.

તમારી લાગણીઓમાં કેટલો બધો ખલભલાટ ચાલે છે ? તે તમે જોઇ શકતા નથી. પણ તમારા ચીડાય તેવા સ્વભાવને લીધે, તમારી નહિ વશ થએલી લાગણીઓને લીધે અને તમારી અશાંતિને લીધે તમારા શરીરોમાં જે સૂક્ષ્મ પ્રકૃતિ છે, તેમાં મોટો ફેરફાર થયાં જ કરે છે.

અંદર તપાસો. લાગણીઓની જે પ્રકૃતિપર અસર થાય છે, તે પ્રકૃતિની સ્થિતિ તપાસો. આજકાલની ઉતાવળ,

ધમાલ, મારામારી, હરીફાઇ અને સ્વાર્થને લીધે બ્હારના વાતાવરણમાં પણ જે ખલભલાટ થઈ રહ્યો છે તે જુઓ. કોઈ શહેરની, ઘોંઘાટવાળા વેપારની અને દોડદોડ કરી રહેલા લોકોનાં ટોળાંની લાગણીઓની સ્થિતિનું અવલોકન કરો. પછી કુટુંબની લાગણીઓની સ્થિતિ જુઓ, અને છેવટે તમારી પોતાની લાગણીઓનું નિરીક્ષણ કરો.

તમે તો લાગણીપ્રધાન જીવ નથી ખરૂં કેની ? તમે તો બહુ સમતોલ વૃત્તિવાળા લાગો છો. દુરના દેશોમાં હજારો મનુષ્યો લડાઇમાં મરી જતા હોય કે ઘાયલ થતા હોય તેનું વર્ણન તમે વાંચો છો. છતાં જરા પણ તમે ઉશ્કેરાતા નથી, કારણ કે જેને તમે ઓળખો છો, તેવું કોઈપણ મનુષ્ય તે લડાઇમાં નથી.

જેમાં તમારા શેર નથી, તેવી કંપની ભાગી ગયાના સમાચાર તમારા કાને પડે છે, અને તમારૂં રૂવું પણ ખડું થતું નથી. કોઈ સ્થળે ધરતીકંપ થાય છે, અને કોઇ સ્થળે દુર જળપ્રલય થાય છે, તમારાથી ઘણે દુર કોઇનાં ખુન થાય છે. આ બધું તમે વાંચો છો, અને તમે ઠંડે કલેજે બેસો છો, તમારી લાગણી જરા પણ ઉશ્કેરાતી નથી.

પણ વર્તમાન પત્રના બીજે પાને એક ફકરાપર તમારી નજર પડે છે. જેનો તમે સ્ટોક ભર્યો હતો તે માલના ભાવ ગગડી ગયા. શું આ ખરૂં હશે ? તમે જેને કાઉન્સીલર તરીકે ચૂંટી કાઢયો હતો, તે મનુષ્ય બીનવફાદાર નીવડયો. શું આવી નીચતા ! તમારા કોઇ કુટુંબી જન સંબંધી હલકી અફવા તમે સાંભળી. લોકો કેટલા નીચ અને

પાપી છે. અથવા તો તમે દાનમાં સારી સખાવત આપી વર્તમાન પત્રમાં દાનનો આંકડો આવ્યો પણ તમારા નામને બદલે ભુલથી બીજાનું નામ આવ્યું અથવા તમારૂં નામ છાપવું રહી ગયું. કેવા બેકદર લોકો! હવે તમારી લાગણીઓ તમારા કાબુમાં રહી શક્તી નથી. હવે તમારી લાગણીઓ કેવું વાતાવરણ પેદા કરે છે, તે જરા તપાસો.

ભોજન એક કલાક મોડું તૈયાર થયું, અથવા તો શાકમાં મીઠું વધારે પડી ગયું, કે તમારો ચ્હા થંડો થઇ ગયો. એ વખતની તમારી લાગણીઓને તપાસો. તમે બોલતા નથી. બ્હાર સમતોલ વૃત્તિ રાખવાને પ્રયત્ન કરો છો. પણ તમારા શરીરમાંથી એવાં કાળાં વિચારવાદળો બ્હાર નીકળે છે કે જેથી ઘરનું વાતાવરણ થોડા વખતને માટે તો તદ્દન બગડી જાય છે.

જ્યારે તમે હલકું ગાયન સાંભળો છો, અથવા નાટકમાં કોઈ હદ બહારના શૃંગારનો દેખાવ જુઓ છો, અથવા તો હલકાં નોવેલ વાંચો છો, અથવા તો અસભ્ય મશ્કરી કરો છો, તે વખતે તમારી લાગણીઓ અંદર કેવી બેડોળ થાય છે, તેનો તમને ખ્યાલ આવે છે ?

આ બધી બ્હારથી નિર્દોષ જણાતી વસ્તુઓ તમારી હલકી વૃત્તિઓને ઉશ્કેરે છે. ફરીફરી તે સાંભળવાની, જોવાની, વાંચવાની કે અનુભવવાની લાલસા જાગ્રત થાય છે. અને એ અસ્વાભાવિક લાલસાને તૃપ્ત કરવા તમે તમારી લાગણીઓના ગુલામ છો. ક્યાં સુધી ઢોંગ કરશો? ક્યાં સુધી તમારી જાતને છેતરશો?

તમે સુધરેલા જમાનામાં છો, છતાં તમે કોઈ કોઇવાર જે ચીસો પાડો છો, જે **ઘોંઘાટ** કરી મૂકો છો, અને બીજાના કાનને કર્કશ લાગે તેવા શબ્દો ઉચ્ચારો છો—આ બધું શું સૂચવે છે? તમારો તમારી લાગણીઓ ઉપર સંયમ નથી. **જે લાગણીપર સંયમ રાખી શકે છે, તેજ પોતાના વચનોપર સંયમ ધરાવી શકે છે.** તમે તમારા ઘરમાં, સ્કુલમાં તથા કોલેજમાં છોકરાઓને શા સારૂ તેવી ચીસો પાડવા દો છો? શા સારૂ રમત ગમત વખતે છોકરાઓને ઘોંઘાટ કરવા દો છો? તમે જાતે પણ કેમ તેમ કરવા પ્રેરાઓ છો? કારણ એજ કે લાગણીઓ બ્હાર પ્રકટ થાય તે તમને ગમે છે. લાગણીઓ તમારા સંયમમાં નથી. કુદરતની સૂક્ષ્મ શક્તિઓનો તમને ખ્યાલ નથી. એટલે તમે આ રીતે લાગણીઓના ખોટા આવિષ્કાર* દ્વારા તમારા શરીરને મોટો ઘસારો પહોંચાડો છો.

જ્યાં ત્યાં લાગણીઓ અને ઉશ્કેરણી માલુમ પડે છે. શું તમે તેના વિના રહી શકો? તમારે ભોજન પાર્ટીઓ જોઇએ છે, નાટક અને સીનેમા જોવાં છે, દરરોજ કાંઇને કાંઈ નવા સમાચાર સાંભળવાને તમે ઘણા ઉત્સુક છો. તમારા નજદીકના સગાંઓ સાથે પણ તમે નજીવી બાબતોમાં લડી મરો છો. તેનું કારણ એમ નથી કે તમે લડવા માગો છો. કોઇ પણ રીતે તમારો લાગણી સ્વભાવ તમે બ્હાર પ્રદર્શિત કરવા ઇચ્છો છો. કારણકે લાગણી તમારો શેઠ છે. અને તમે લાગણીના સ્વામી નહિ પણ ગુલામ છો. જો

---

* પ્રગટ થવું તે.

તમને કોઈ દિવસ કાંઇ વ્યાખ્યાન ન હોય, કોઈ નાટક ન હોય, કોઇ પાર્ટી ન હોય, કાંઇને કાંઇ તમારી લાગણીને ઉશ્કેરે તેવું ન હોય તો તમને લાગશે કે તમારો દિવસ એળે ગયો. જીવન તમને શુષ્ક અને નીરસ લાગશે. તમારે તો કોઇપણ જાતના મરી મશાલાની જરૂર છે–આ શું સૂચવે છે ? કે તમારી લાગણીઓ તમારા હાથમાં નથી.

તમે તમારી લાગણીઓનું રૂપાંતર કર્યું નથી. તમે અક્રિય ( Passive ) છો. તમે અંદરથી તમારી વૃત્તિઓ કે લાગણીઓ ઉપર રાજ્ય કરતા નથી, પણ બ્હારના સંયોગો, બ્હારના મનુષ્યો, અને બ્હારના બનાવો તમારી લાગણીઓને દોરે છે.

ત્યારે કરવું શું ?

જે વસ્તુઓની તમે લાલસા રાખો છો અને જેના વિના તમને જીવન તદ્દન શુષ્ક અને નીરસ લાગે, તે વસ્તુનું સ્થાન કોણ લે ?

ભય ન રાખો.

જ્યાં હું–નવીન યુગનો આત્મા પ્રકટ થઇશ, ત્યાં જીવન રસહીન નહિ લાગે. ગ્લાનિ અને દીલગીરી સૂચક મુખ મારે નથી જોઇતાં. કંટાળાથી બગાસાં ખાતાં મનુષ્યોની મારે જરૂર નથી, તેમજ ઉદાસ અને ખેદાતુર મનુષ્યોને હું નથી ઈચ્છતો. વળી જેઓ વારંવાર શોકાતુર બની જાય તેવા મનુષ્યોની પણ મારે ખપ નથી. હાલના લાગણીપ્રધાન જીવોજ આવી સ્થિતિ ઉત્પન્ન કરે છે. જ્યાં હું પ્રકટ થઇશ, ત્યાં આવી સ્થિતિ જરૂર ચાલી જશે.

જે મનુષ્ય બ્હેરો છે, તેને પક્ષીનું મધુર સંગીત શા કામનું છે? જે આંધળો છે તેને સૂર્યાસ્તનો અદ્દભુત દેખાવ શું અસર કરવાનો હતો? ચિત્રકારનાં મનોહર ચિત્રો એક જંગલી મનુષ્ય શી રીતે સમજે? જ્યાં સુધી તે સમજવાની શક્તિ તેનામાં જાગ્રત્ થઇ નથી, ત્યાં સુધી તમે તને શી રીતે સમજાવી શકો? તેજ રીતે જ્યાં સુધી તમારામાં **પ્રેમ** અને **પવિત્રતા** પ્રકટ નહિ થયાં હોય, ત્યાં સુધી મારી ભવ્ય નવીન પ્રજાનો અતિ ઉત્કૃષ્ટ આનંદ તમે શી રીતે સમજી શકશો?

હાલ જે વસ્તુઓમાં તમારી મનુષ્યજાતિ રસ લે છે, અને હર્ષઘેલી બને છે, તે વસ્તુઓ ભવિષ્યની પ્રજાને બાળકોની રમત જેવી લાગશે, અને ભવિષ્યની પ્રજા હાલની પ્રજાને બાલ્યાવસ્થાની પ્રજા તરીકે ગણુશે.

તમારા જ્ઞાનની વૃદ્ધિ થાય, અને ચારે બાજુએ પ્રકટ થતા જીવનનો અનુભવ કરી તમે આનંદ અનુભવો એવું શું તમે નથી ઇચ્છતા? અથવા તો તમે કેટલાક બાળકોની માફક, તમારા રમકડાંનેજ વળગી રહેશો? જ્યાં સુધી મન ખીલ્યાં ન હોય કે નિર્બળ હોય ત્યાં સુધી રમકડાંનો ઉપયોગ છે. પણુ બાળક મોટું થાય છતાં રમકડાંજ રમ્યા કરે તો તે રમકડાં તેના વિકાસમાં હરકત રૂપ થાય છે. તેવીજ રીતે તમારી લાગણીઓ રૂપી રમકડાંનો ઉપયોગ છે, પણુ જો તમે તેને વશ થાઓ, અને લાગણીઓના દોરાયા દોરાઓ તો તે લાગણીઓ તમારા વિકાસમાં વિઘ્નરૂપ થાય છે.

મારી ભવિષ્યની પ્રજાનું ભાન વિશાળ થતું જશે.

અત્યારે તમને જેનો અનુભવ નથી તેવા ઉચ્ચ ભુવનોનું ભાન તેમને હસ્તામલકવત્–સ્પષ્ટ થશે, અને તેઓ આ બ્હારની અનેક બનાવટી વસ્તુઓમાં રસ લેવાને બદલે કુદરતની વસ્તુઓમાં વધારે રસ લેશે. તમારી લાગણીઓને શુદ્ધ કરો એટલે તમારૂં ભાન–સંવિત્ પણ ખીલવા–વધવા માંડશે. તમારા ભાનમાં વિશેષ વિશેષ બાબતો લેતા જાઓ. તેની સંકુચિતતા દૂર કરો એટલે તે ભાન વધી વધીને આખરે વિશ્વવ્યાપી ભાન થશે. તે પછી તમને ખરૂં સુખ–આનંદ પ્રાપ્ત થશે કે જેમાં કદાપિ ભંગ પડી શકશે નહિ. ભવિષ્યની પ્રજા અતિ આનંદમાં જીવશે, ને બીજાઓને આનંદ આપવાનો આનંદ અનુભવશે; અને **બીજાને આનંદ આપવો એના સમાન જગતમાં કોઇ પણ સાથી પવિત્ર લાગણી નથી.**

લાગણીઓને **મારી નાંખતા ના.** પણ તેમને શુદ્ધ બનાવો. તેમનું રૂપાંતર કરો. તે લાગણીઓને આત્માને વશ બનાવો.

લાગણી પ્રત્યે **નિષ્ઠુર** બનતા ના. તેમજ લાગણીથી **ખેંચાઇ જતા** ના. સમતોલ વૃત્તિ રાખતાં શીખો. સંયમિત લાગણી એટલે સમતોલ વૃત્તિ. નાશ પામેલી લાગણી એટલે નિષ્ઠુરતા–હૃદયશૂન્યતા. શું તમારામાં દયા છે? જેઓ રડે છે, તેમની સાથે તમે રડો છો અને જેઓ દુઃખી છે તેમની સાથે તમે દુઃખી થાઓ છો? એક કલાક પછી તમે હસતાની સાથે હસી શકો છો અને નિર્દોષ વિનોદમાં ભાગ લઈ શકો છો?

તો પછી તમે લાગણીઓ ઉપર કાબુ મેળવ્યો છે, એમ કહી શકાય. દયાળુ બનો! દુઃખનાં કારણો સમજો. દુઃખી મનુષ્યો પ્રત્યે પ્રેમથી જુઓ. સમજપૂર્વકના પ્રેમથી તેમને નીહાળો. તમે જાતે **લાગણીથી ઘસડાઇ ગયા વિના** બીજાને મદદ કરવાનો નિશ્ચય કરો. એટલે કેવી રીતે મદદ કરવી, તેનો તમને સ્વાભાવિક ખ્યાલ આવશે. બીજાને દીલાસો આપો. બીજાને સાંત્વન કરો. બીજાને શીખામણ આપો. લોકોના આનંદમાં વૃદ્ધિ કરો. સહાય આપો. દુઃખી મનુષ્યોના દુઃખની બુમો સાંભળો, અને તેનો રણકો તમારા હૃદયમાં વાગવા દો. પણ કદાપિ તમારી લાગણીઓપરનો કાબુ ખોઇ બેસતા ના, આ રીતે તમે **નિષ્ઠુર થયા વિના દયા** અને **સંયમ**–સમતોલ વૃત્તિ બતાવી શકશો.

ભલે તમે લાગણીપ્રધાન જીવ હો, પણ લાગણીઓના ગુલામ બનતા ના કે લાગણીથી ખેંચાઇ જતા ના.

પણ જે વસ્તુઓ તમારા જીવનને અસર કરતી હોય તેવી બાબતોમાં તો તમે લાગણીઓને પૂર્ણ સંયમમાં રાખો. દાખલા તરીકે કોઇએ તમને માઠું લગાડ્યું, કોઇએ તમારા કાર્યની કદર બુઝી નહિ, કોઈ તમારી પ્રત્યે નિર્દય રીતે વર્ત્યું અથવા તો તમને કોઈ કાર્યમાં નુકશાન થયું અથવા નસીબ પ્રતિકૂળ થયું, તો તે વખતે તમારે ચીડાઈ જવાનું નથી. પણ બીજાઓના સંબંધમાં બહુજ લાગણીવાળા બનો, કે જેથી તમે બીજાઓની જરૂરીઆતો સમજો અને તેમને યોગ્ય સહાય આપી શકો. પવિત્ર લાગણીઓ ખીલતાં નિઃસ્વાર્થ લાગણીસ્વભાવ સ્વાભાવિક રીતે મોટા પ્રમાણમાં પ્રકટ થતો જશે.

ભવિષ્યની પ્રજા ઉત્કૃષ્ટ લાગણીવાળી થશે, પણ લાગણીઓની ગુલામ નહિ થાય.

ઉત્કૃષ્ટ લાગણી ખીલતાં ઉચ્ચ આંદોલનો (vibration) ગ્રહણ કરી શકે તેવાં તમારાં શરીરો થશે, અને તેથી અત્યાર સુધી નહિ અનુભવેલી અને જેનો તમને સ્વપ્ને પણ ન ખ્યાલ હોય તેવી અનેક વસ્તુઓ તમે અનુભવશો. અનેક પ્રકારનાં ઉચ્ચ આંદોલનો ઝીલી શકે, તેવા અવયવો તમારા મગજમાં ખીલતા જશે.

અત્યારે અદૃશ્ય ગણાતી ઘણી વસ્તુઓ મારા ભવિષ્યના બાળકોને દૃશ્ય થશે. અવર્ણનીય સુંદરતા અને પ્રકાશવાળા અનેક રંગો તેમની દૃષ્ટિએ પડશે. અત્યારે ગ્રહો તેમની ગતિમાં સંગીત પેદા કરી રહ્યા છે. જગતના અવાજથી આપણા કાન એકદમ બ્હેર મારી ગયા છે જેથી તે ગોળાઓનું સંગીત આપણે સાંભળી શકતા નથી, પણ તે વખતે તે આપણે શ્રવણ કરી શકીશું. બ્હારના વાદ્યોની મર્યાદાઓ આપણે ઓળંગી ગયા હોઇશું. હવામાંથી અનેક સુગંધી તત્ત્વોનું આપણા નાકથી આપણે પાન કરીશું. અનેક વસ્તુઓ પોતાના રંગ, રૂપ અને સુગંધથી આપણને આનંદ આપશે. નવી પ્રજાના બાળકો આગળ અસંખ્ય બીનાઓ પ્રકટ થશે.

તે નવી પ્રજાના બાળકો એટલે **તમે પોતે** જ છો જો તમારી લાગણીઓને પવિત્ર બનાવો તો.

**માટે લાગણીઓને શુદ્ધ અને સંયમિત બનાવો.**



# વિશ્વવ્યાપી પ્રેમ.



આખું વિશ્વ પ્રેમથી ચાલે છે. પ્રભુએ સૃષ્ટિ રચી તે પણ પ્રેમથી. ગુરૂત્વાકર્ષણ, રસાયનિક આકર્ષણ વગેરે નિયમો આપણને પુરવાર કરી આપે છે કે ખનીજ પદાર્થોમાં પણ આકર્ષણનું-પ્રેમનું તત્ત્વ રહેલું છે. ઘણા મનુષ્યો સ્વાર્થી હોય છે. તેઓ પોતાનોજ વિચાર કરતા હોય છે. તેઓ સ્વલક્ષી હોય છે; પોતાનાં કાર્યો, વચનો કે વિચારોની બીજાઓ ઉપર શી અસર થશે, તેનો જરા સરખો પણ વિચાર કર્યા વિના પોતાનું સ્વાર્થી જીવન ચલાવે છે. પણ આ સ્વાર્થના પરિણામે મનુષ્યને દુઃખ થાય છે, શોકના પ્રસંગો તેના જીવનમાં પ્રકટે છે, ત્યારે તે સ્વાર્થ ભુલી બીજાઓના હિતનો વિચાર કરવા લાગે છે. તેનામાં નિસ્વાર્થ પ્રેમનાં બીજ રહેલાં છે, તે ધીમે ધીમે તેનામાં પ્રકટે છે. તે બીજાને ચાહતાં શીખે છે. તે બીજા પ્રત્યે અંગત પ્રેમ ધરાવતો થાય છે. અંગત માનુષી પ્રેમ એ આ યુગમાં પ્રેમની પૂર્ણતા છે. જેનામાં માનુષી પ્રેમ નથી તે તો ઢોર-પશુ જેવો

છે. પણ **માનુષી** પ્રેમ એ તો એક ઉમરો છે કે જે ઓળંગીને મનુષ્ય **દિવ્ય પ્રેમના** દ્વારમાં પ્રવેશ કરે છે.

જગત જેને મનુષ્ય પ્રેમ કહે છે તે મર્યાદિત હોય છે, બીજાઓના પ્રેમને બાતલ કરનારો હોય છે, અને દિવ્ય પ્રેમનું ઘણું અપૂર્ણ સ્વરૂપ તેવા પ્રેમમાં હોય છે, પણ માનુષી પ્રેમમાં રહેલી મહત્તાની અવગણના કરતા ના. તમે માનુષી પ્રેમની એકદમ પેલી પાર જઈ શકશો, એવા ભૂલ ભરેલા વિચારથી માનુષી પ્રેમમાં મનુષ્યના સ્વભાવને ઉન્નત બનાવવાની જે શક્તિ રહી છે, તેનો તિરસ્કાર કરતા ના. માનુષી પ્રેમને પૂર્ણતાએ પહોંચાડવાથી તમે એવી સ્થિતિએ પહોંચી શકશો કે જ્યાં વિશ્વવ્યાપી પ્રેમ તમારા જીવનમાં સ્વાભાવિક રીતે વહ્યાં કરશે.

પ્રિયજનોની સાથે જે સુખના પ્રસંગો અનુભવ્યા હોય તેનું સ્મરણ કરવાથી માનુષી પ્રેમ ધીમે ધીમે ખીલતો જાય છે, અને પ્રથમ જે સ્વાર્થી વિકાર હતો, તે નિઃસ્વાર્થી પવિત્ર માનુષી પ્રેમ રૂપે બદલાય છે.

પ્રેમ ખીલતાં પ્રિય જનને થતાં દુઃખમાં મનુષ્ય ભાગ લેતાં શીખે છે, અને તેમાંથી દયાભાવ પ્રકટે છે, અને આથી બીજાઓ સાથે સહાનુભૂતિ જન્મે છે.

પૂર્ણ, અમર્યાદિત સર્વને પોતાનામાં સમાવનારો પ્રેમ તે વિશ્વવ્યાપી પ્રેમ છે. જ્યારે તે પ્રેમ તમારામાં પ્રકટે છે, ત્યારે તમારા પ્રિયજન વાસ્તે તમને જેટલો પ્રેમ થાય છે. તેટલો પ્રેમ તમારામાં સર્વ વાસ્તે ઉભરાય છે. તે પ્રેમ વધતાં એટલો વધે છે કે કોઈ પણ જાતના ભેદ સિવાય તમે

સર્વને ચાહો છો. છેવટે તમને લાગે છે કે તમે સર્વ સાથે એક છો.

તે તો તમારી અંદર રહેલી દિવ્યતાનું પ્રકટ સ્વરૂપ છે. તે વિશાળ ભાનની પ્રાપ્તિ થતાં તમે જ્યાં ત્યાં પ્રભુનાંજ દર્શન કરો છો. તમે દરેક આકારની પાછળ રહેલા ચૈતન્યને જુઓ છો. તમે સર્વ જીવોની પાછળ રહેલા મહાન્ જીવનને અનુભવો છો. આ સ્થિતિ પ્રાપ્ત થતાં તમે આનંદમાં મ્હાલો છો. સર્વ સ્થળે જીવન હોવાથી અને તમે તે જીવન સાથે એક થયા હોવાથી, તમે આનંદમાં રહી શકો છો, કારણ કે તમારી અને સર્વ વચ્ચેની ભેદભાવની દીવાલો તમારા પ્રેમને લીધે તૂટી જાય છે.



# વર્તમાન યુગ અને ભવિષ્ય યુગ.



હું કેવળ કલ્પનાવાદી નથી. હું જે કહું છું તેનો મને અનુભવ છે. હું ભવિષ્ય વાંચી શકું છું અને પ્રભુની યોજનામાં ભવિષ્ય કેવું લાગે છે તે હું જોઇ શકું છું, અને તે તમને જણાવવા માગું છું કે જેથી તમે તે તરફ ત્વરિત ગતિથી ચાલ્યા કરો. જગદ્‌ગુરૂ જગતમાં આવ્યા છે, તે નવીન યુગના જન્મ વાસ્તે જગત્ આગળ નવીન યુગના આદર્શો રજુ કરી રહ્યા છે. હવે તે આદર્શો પ્રમાણે ચાલીને નવીન યુગને જલ્દીથી પ્રકટ કરવો તે તમારા હાથમાં છે. નવા યુગને વાસ્તે મોટામાં મોટી જરૂર પવિત્રતાની છે. હવે વર્તમાન યુગ અને ભવિષ્ય યુગ એ બે વચ્ચે કઇ બાબતોમાં તફાવત છે, તે હું એક પછી એક મુદા લઇ તમારી સંમુખ રજુ કરીશ.

૧ વર્તમાન યુગનું મોટું લક્ષણ **મેળવવું તે** છે. ભવિષ્ય યુગનું મોટું લક્ષણ **થવું** તે છે.

૨ વર્તમાન યુગ કાંઈ પણ **ગ્રહણ કરવાને** જીવે છે, ત્યારે નવીન યુગ **આપવાને** વાસ્તે જીવશે.

૩ વર્તમાન યુગનું મુખ્ય લક્ષણ **હરિફાઈ** છે, ત્યારે ભવિષ્ય યુગનું મોટું લક્ષણ **સહકાર** થશે.

૪ હાલની પ્રજાનો સ્વભાવ **નાશ કરવાનો** છે, ત્યારે ભવિષ્યની પ્રજાનો સ્વભાવ **રચનાત્મક** થશે.

૫ પુરૂષ અને સ્ત્રી વચ્ચે મોટો **ભેદ** એ વર્તમાન જમાનાનું લક્ષણ છે-ભવિષ્યના જમાનામાં બંનેની **સમાનતા** થશે.

૬ વિજ્ઞાન સંબંધી **માહીતી** આ જમાનાની મોટી ભવ્યતા છે, ત્યારે નવા યુગમાં **પ્રજ્ઞા** ( Wisdom ) મુખ્ય ગણાશે.

૭ વર્તમાન યુગને દોરનાર **મન** છે, ત્યારે ભવિષ્યના યુગને દોરનાર **આંતરપ્રતિભા** (Intuition ) થશે.

૮ હાલના યુગમાં અમુક **ધર્મો** છે, ત્યારે ભવિષ્યમાં એક **ધર્મ** થશે.

૯ હાલના યુગમાં જ્યાં ત્યાં **કદ્રૂપતા** માલમ પડે છે; નવા યુગમાં **સુંદરતા** અગત્યનો ભાગ ભજવશે.

૧૦ વર્તમાન યુગ **દુઃખના ભાર નીચે** નમી ગયો છે, ત્યારે નવા યુગના મનુષ્યો માથું ઉંચુ રાખી સ્વર્ગનો પ્રકાશ-**આનંદ** પ્રકટ કરશે.

૧૧ વર્તમાન યુગનું લક્ષણ **ભેદભાવ** છે. નવા યુગનું લક્ષણ **એકતા** થશે.

૧૨ વર્તમાન યુગ **આસક્તિ ભાવવાળો** છે, નવીન યુગ **અનાસક્તિ** ભાવવાળો થશે.

૧૩ આ યુગના લોકો દરેક વસ્તુને **અંગતદષ્ટિથી** તપાસે છે. ત્યારે નવીન યુગના જીવો દરેક પ્રશ્નને **તટસ્થ ભાવથી** જોશે.

૧૪ વર્તમાન યુગ અનેક પ્રકારના **બંધનો–મર્યાદાઓથી** બંધાયેલો છે, ત્યારે નવીન યુગના જીવો **મર્યાદાથી મુક્ત થઇ** મુક્તિ મેળવશે.

ઉપર પ્રમાણે વર્તમાન યુગ અને ભવિષ્યના યુગના તફાવતના મુદ્દાઓ તમારી આગળ મેં રજુ કર્યા છે. જો તમારે નવીન યુગના બાળક થવું હોય તો તમારે કેવું જીવન ગાળવું તે આ ઉપરથી તમને જણાશે.

નવા યુગમાં જો તમે પ્રવેશ કરો તો તમને લાગશે. કે આખું જગત તમે પોતે છો. પછી તમે બધા જીવો સાથે તેમજ બધી વસ્તુઓ સાથે એકતા અનુભવશો. તમે આકાશ, વૃક્ષ, સમુદ્ર, જંતુઓ, પક્ષીઓ, મનુષ્યો, દેવો અને ઈશ્વર સાથે એક્તા અનુભવશો. ત્યારે તમને તમારા અમરપણાનો અનુભવ થશે. પછી મૃત્યુ તમારા પર અસર કરી શકશે નહિ, પછી પ્રભુની શક્તિ તમારા દ્વારા તમારા સંબંધમાં આવતા સર્વ જીવો તરફ વહે છે, એવો તમને અનુભવ થશે. પછી તમારામાં તેમજ બીજાઓમાં રહેલી દિવ્યતાનો તમને અનુભવ થશે. તમારા ભાનનો વિકાસ થશે. અને અનેક મર્યાદાઓ તમે ઓળંગી જશો. પછી અનેક બાબતો જે અત્યારે તમારા ખ્યાલમાં પણ આવતી નથી.

તે તમને સહેલાઈથી સમજાશે. પછી તમને એવું સુખ પ્રાપ્ત થશે કે તેની આગળ હાલનું તમારૂં સુખ તે સૂર્ય આગળ આગીઆ કીડા સમાન લાગશે. આવા નવીન યુગ–ભવિષ્યના યુગમાં દાખલ થવા માટે ભવિષ્યના યુગનાં લક્ષણો વિચારી જેમ બને તેમ જલદીથી પોતાના જીવનમાં ઉતારવા એ વર્તમાન યુગના જીવોનું પરમ કર્તવ્ય છે.



# પ્રકાશને પંથે.

સુખી થાઓ, પણ અસંતુષ્ટ રહો—કૃષ્ણજી.

પ્રકાશ—પ્રાતઃકાળમાં જગતના સર્વ જીવોને, વૃક્ષોને, પંખીઓને, અને મનુષ્યોને નવું ચેતન આપી જગાડનાર—સૂર્યનો પ્રકાશ કોને ન રૂચે! આપણી આસપાસ ચારે બાજુએ પ્રકાશ આવી રહ્યો હોય, છતાં આપણે સૂર્યની સામે પીઠ રાખીએ, અને આપણી છાયામાં ઉભા રહીએ અને આપણને અંધકાર લાગે તેમાં કોનો દોષ કહી શકાય?

આપણે બધા જીવો આપણો જે સ્વદેશ છે, જે આપણા પરમપિતાનું ધામ છે, તે છોડીને અહીં પરદેશમાં અનુભવ રૂપી કમાણી મેળવવા માટે આવ્યા છીએ. આપણે જુદા જુદા ધર્મોમાં—પુરૂષો તેમજ સ્ત્રીઓ તરીકે અનેક વાર જન્મ લીધા. આ બધાનો હેતુ આપણને અનુભવ આપવાનો હતો. પણ ઘણા સમયથી આ પરદેશમાં—આત્મ પ્રદેશથી ઘણે દૂર સ્થૂલ વસ્તુઓમાં રહેવાથી આપણે આપણો સ્વદેશ,

આપણી ખરી સ્થિતિ ભુલી ગયા છીએ. આપણુને તેનું ભાન પણ નથી.

એકવાર એક ગાંડાની હોસ્પીતાલમાં હું મારા કેટલાક મિત્રો સાથે ગયો હતો. ત્યાં એક હોલમાં એક ઘડીઆળ ભીંત ઉપર ટાંગેલું જોઇ મેં એક નિર્દોષ જણાતા ગાંડા મનુષ્યને પૂછયું, " શું આ ઘડીઆળ ચાલે છે ? " તેણે જવાબ આપ્યો કે **" જો તે બરાબર ચાલતું હોત તો અહીં હોતજ નહિ. "** અર્થાત તે તો કોઈ સારા સ્થળમાં મૂકવામાં આવી હોત. ગાંડા મનુષ્યના તે શબ્દો આપણુને પણ એક સરખી રીતે લાગુ પડે છે. જો આપણી સ્થિતિ બરાબર હોત તો આપણે અહીં હોતજ નહીં.

જેમ કેટલાક કેદીઓ લાંબા વખત સુધી કેદખાનામાં પડયા રહેવાથી સંતોષ પામે છે, અને પછી કેદખાનું છોડવું પણ તેમને ગમતું નથી. તેઓ જાણે છે કે તેઓ પરતંત્ર છે, પણ લાંબા વખત સુધી પરતંત્રતા ભોગવ્યા પછી તેમાંથી છૂટા થવાનું તેમને રૂચતું નથી. ચીનમાં એક કેદી હતો, તેને કેટલાંક વર્ષ સુધી અંધારા કેદખાનામાં રાખવામાં આવ્યો હતો. રાજાના એક જન્મોત્સવ વખતે તેને છુટો કરવામાં આવ્યો. તે અંધારા કેદખાનામાંથી બ્હાર આવ્યો પણ સૂર્યનો પ્રકાશ તે ખમી શકયો નહિ અને રાજાને તેણે વિનંતિ કરી કે મારા ઉપર મહેરબાની કરીને મને પાછો તે કેદખાનામાં મોકલી દો. આ ચીનના કેદીની સ્થિતિ સાંભળી પ્રથમ તો દયા સાથે હસવું આવે છે, પણ આપણા બધાની તેવી સ્થિતિ છે. આપણે પણ અનેક વિકારો રૂપી અંધકારમાં સડયા કરીએ છીએ. કોઇ જ્ઞાની પુરૂષ

આપણુને તે વિકારો રૂપી અંધકારમાંથી છુટા કરી પવિ-ત્રતાના પ્રકાશને પંથે મૂકવા આવે તો આપણે પણ ના પાડીએ છીએ.

આપણે બોલીએ છીએ કે,

**तमसो मा ज्योतिर्गमय ॥**

હે પ્રભો ! હે ગુરો ! મને અંધકારમાંથી જ્યોતિ તરફ-પ્રકાશ તરફ લઈ જાઓ, પણ જ્યારે તે જ્યોતિ તરફ જવાને તે ગુરૂ કહે છે કે તમારી પીઠ અંધારા ભણી ફેરવી, વિકારોથી વિમુખ થઇ, પવિત્રતાના પ્રકાશ ભણી તમારૂં મુખ રાખો, ત્યારે આપણુને ઘણુ દુઃખ થતું લાગે છે. તે અંધકારમાંથી સર્વથા છુટા થવાની આપણી અંદર ખરી લગની લાગી નથી, તેથીજ આટલાં ભાષણો, આટલાં પુસ્તકો, આટલા ઉપદેશો છતાં જીવો અંધકાર ભણી મુખ રાખી રહ્યા છે.

જ્યાં સુધી મનુષ્યને પોતાની આંતરસ્થિતિથી અસંતોષ ન થાય, ત્યાં સુધી તે આગળ વધી શકે નહિ. આ દિવ્ય અસંતોષ છે, અને તે જ આપણી પ્રગતિનું મૂળ છે.

જીવો પોતાની બાહ્યસ્થિતિથી અસંતુષ્ટ રહે છે, અને તે સુધારવા તથા વધારવા અનેક પ્રકારે પ્રયત્ન કરે છે. પણ તેમાં તેઓ કદાપિ ફાવતા નથી. વસ્તુઓ એટલી બધી છે કે મનુષ્ય કદાપિ તેમાં સંતોષ લેઈ શકે નહિ, માટે જે મનુષ્ય પ્રકાશના પંથે જવા માગતો હોય તેણે પોતાની બાહ્યસ્થિતિથી અમુક હદે સંતોષ માનવો; અમુક સુખનાં સાધનો પ્રાપ્ત થયાં, એટલે તેથી તૃપ્ત થવું, અને પછી

પોતાની બધી શક્તિઓ આંતર વિકાસ માટે વાપરવી. આંતર-વિકાસમાં કદાપિ કોઈ એમ ન કહી શકે Thus far and not further—આટલે સુધી અને આટલાથી વધારે નહિ, કારણ કે આત્મવિકાસને હદ નથી.

Veil after veil you will lift
And veil after veil you will find.

તમે એક પછી એક પડદા ઉપાડો, અને તમને પાછા નવીન પડદા જણાશે.

આપણે જગતની સ્થિતિ તપાસીશું તો ક્રૂરતા, વિષય-વાસના અને લોભ—આ ત્રણ મહા શત્રુઓએ જગતને અનેક રીતે ઘેર્યું છે—લોકો એકબીજાને ખાઈ જનારા અને ધિક્કાર-નારા બન્યા છે. લોકોમાંથી સહનશીલતા અને ઉદારતા ચાલ્યાં ગયાં છે. અમુક વ્યક્તિઓમાં કેટલાક ઉમદા ગુણો આપણે જોઇએ છીએ, પણ એકંદર યુરોપનો મામલો જુઓ. અત્રે હિંદમાં ચાલી રહેલો પવન કઇ બાજુએ પ્રજાજનોને ઘસડી જાય છે તે જુઓ—અને આપણને જણાયા વગર નહિ રહે કે જ્યાં ત્યાં હું—મારૂં અને મારામારી નજરે પડે છે.

આપણે કહીએ છીએ કે આપણે જાગીએ છીએ. પણ આત્મદૃષ્ટિએ—પ્રકાશની દૃષ્ટિએ આપણે હજી ઉંઘમાં—અંધ-કારમાં પડયા છીએ. હજી આપણે અંધકારમાં છીએ તેનું આપણને ભાન નથી.

કુમાર સિદ્ધાર્થને તેના પિતાએ મોટા પ્રાસાદમાં રાખ્યો હતો, અને તેની આસપાસ તેને પ્રપંચ વિમુખ રાખવાને ફરતો કોટ બાંધ્યો હતો. પણ એકવાર નગરનું દર્શન કરી

આવતાં મૃત્યુ, વૃદ્ધાવસ્થા અને માંદગીના દેખાવ તેમની નજરે પડયા. તે કુમારને લાગ્યું કે હું અંધકારમાં છું. મારે જે ક્ષેત્રમાં રહેવું જોઇએ ત્યાં હું નથી. પોતાની આસપાસના મનુષ્યો આ વસ્તુસ્થિતિ કેમ નહિ જોઇ શકતા હોય, તે વિચારથી તેને આશ્ચર્ય લાગ્યું. લોકો કુદરત અને સૌન્દર્ય, ભાવના અને મનોરથ, જીંદગી અને આશા વિષે વાતો કરતા હતા, પણ આસપાસ તો કચરો, ઘાતકીપણું અને ભય વ્યાપેલાં હતાં. તે કુમારને લાગ્યું કે આ લોકો ખરો પ્રકાશ ભૂલી ગયા છે, અને ઘણા સમયથી અંધકારમાં રહેલા છે. તેથી તેઓને પોતાની ખરી સ્થિતિનું ભાન નથી. જો તેમને પોતાની ખરી સ્થિતિનું ભાન હોત તો તેઓએ પ્રકાશમાં આવવાને પ્રયત્ન કર્યો હોત. તેમને પ્રકાશ ભણી વળવાનું કહેવા પૂર્વે મારે પ્રકાશ મેળવવો જોઇએ. આથીજ સિદ્ધાર્થ કુમાર પ્રકાશની શોધમાં નીકળ્યા, પ્રકાશ પ્રાપ્ત કર્યો અને પોતે બુદ્ધરૂપે જગતમાં પ્રસિદ્ધ થયા.

આપણને હજી આપણી સ્થિતિથી સંતોષ છે, તેથીજ આપણે અંધકારમાં પડયા છીએ. પ્રકાશ ભણી વળવામાં પ્રથમ દુઃખ થાય છે, તેથીજ અંધકારમાં પડી રહેવું જગતના જીવોને ગમે છે, આ સ્થિતિનું વર્ણન Imitation of Christ ( ક્રાઇસ્ટનું અનુકરણ,) એ નામના પુસ્તકમાં સારી રીતે આપ્યું છે. ત્યાં કહ્યું છે કેઃ—

" મનુષ્ય જે પ્રમાણમાં વિશેષ આત્મિક જીવન ગાળવા માગે છે. તે પ્રમાણમાં તેનું વર્તમાન જીવન ઘણું કડવું બની જાય છે. કારણ કે તે મનુષ્ય સ્વભાવની નિર્બળતાઓ સારી રીતે જોઈ શકે છે.......કેટલાક લોકોને આ જીંદગી-

માં એટલો બધો રસ લાગે છે કે મહેનત કરીને તથા માગીને પણ પોતાનું ગુજરાન ભાગ્યેજ ચલાવી શકે તેવી સ્થિતિ હોય છે, છતાં જો હમેશ અહીં—આ દુનિયામાં રહેવાનું હોય તો પ્રભુના રાજ્ય સારૂ તેઓ જરા પણ દરકાર કરે નહિ.

પ્રભુનું રાજ્ય એટલે સુખનું સામ્રાજ્ય. પ્રભુનું રાજ્ય એજ પ્રકાશનો પંથ. પ્રકાશને પંથે જવા પહેલાં મનુષ્યને પોતાની સ્થિતિથી અસંતોષ થયેલો હોવો જોઇએ. પ્રકાશનો પંથ છે. એમ કેટલાક ન પણ જાણતા હોય; પણ જ્યારે મનુષ્યને પોતાની બાહ્ય તથા આંતર સ્થિતિથી ખરો અસંતોષ જાગે છે, ત્યારે કોઈ પુસ્તક, કોઇ કાવ્ય, કોઇ ભાષણ અથવા કોઇ સારો સંત મળી જાય છે, તે તેને સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે “હે મિત્ર ! ઉઠ જાગ્રત થા, અંધકારમાં ઘણો સમય તું સૂઈ રહ્યો હતો, પણ તે અંધકારથી તું કંટાળ્યો છે, તો પ્રકાશનો પંથ જો, આ રહ્યો. તારી પીઠ જે પ્રકાશ ભણી છે, તે ફેરવીને તારૂં મુખ પ્રકાશ ભણી લાવ, એટલે તારો અંદરનો પ્રકાશ જાગ્રત થશે, અને તું સર્વ વસ્તુઓને યથાર્થ સ્વરૂપમાં જોઇ શકીશ.”

કઠોપનિષદ્ સત્ય રીતે જણાવે છે કે,—જે જ્ઞાન વિનાનો છે, જેનું મન સંયમમાં નથી, જે અપવિત્ર છે, તે તે પદ મેળવતો નથી, પણ સંસારમાં રખડે છે, પણ જે જ્ઞાનવાન છે, જેનું મન સંયમમાં છે, અને જે પવિત્ર છે, તે એવું પદ પ્રાપ્ત કરે છે કે જ્યાંથી ફરીથી પાછા આવવું પડતું નથી.



# દેવોનું આમંત્રણ.



પ્રાચીન સમયમાં દેવો તથા મનુષ્યો વચ્ચેની દિવાલ ઘણી જાડી ન હતી. દેવો મનુષ્યોના કાર્યમાં ભાગ લેતા હતા અને મનુષ્યોને અનેક રીતે દોરતા હતા. વચમાં એવો સમય ગયો કે જ્યારે દેવો અને મનુષ્યો વચ્ચે મોટો અ-ખાત પડી ગયો. મનુષ્યો અશ્રદ્ધાળુ થવા લાગ્યા અને દેવો પણ અશ્રદ્ધાળુ મનુષ્યોની સમીપ આવતા અચકાયા. હવે એવો સમય પાછો આવતો જાય છે કે જ્યારે મનુષ્યો અને દેવો એક બીજા સાથે સહકાર કરી એક બીજાના વિકાસમાં મદદગાર થઇ શકે. દેવોએ મનુષ્યો સાથે સહકાર કરવા પહેલ કરી છે. અને તેમણે તેમના સંબંધમાં આવેલા એક પવિત્ર મનુષ્ય દ્વારા નીચેનો સંદેશ મનુષ્યોને મોકલ્યો છે. જેમને કાન હોય તે સાંભળે અને જેમને તે સંદેશામાં શ્રદ્ધા આવતી હોય, તે તે સંદેશ પ્રમાણે ચાલીને પૃથ્વીને સ્વર્ગ સમ બનાવવાના દેવોના ભગીરથ કાર્યમાં સહાયભૂત થાય.

આટલી ટુંક પ્રસ્તાવના પછી હવે તે એક મહાન્ દેવે આપેલો સંદેશ–કરેલું આમંત્રણ–આપણે જોઇએ.

" હે અમર માનવ બંધુઓ ! તમે તમારા મર્ત્ય ભાગમાંથી છૂટા થાઓ, અને અમે જે અમરો છીએ, તેમની સાથે તમારાં અમરતત્ત્વોથી સહકાર કરો. હે બંધુઓ ! જે પ્રભુએ તમને આ પૃથ્વી પર મોકલ્યા તે પ્રભુની દૃષ્ટિથી તમે કેમ લાંબા વખત સુધી દૂર રહ્યા છો? તમે અને અમે જે ગૃહમાં આનંદ કરતા હતા તે ગૃહે તમે પાછા કયારે ફરશો ? તમે નીચે નીચે ઉતરતા ગયા છો. તમે તમારો અમરતાનો ખ્યાલ ભૂલી ગયા છો, અને છાયાના પ્રદેશમાં આવી પડયા છો. અમે પ્રકાશની ભૂમિમાં ઉભા રહી તમને ભૂમિમાં આવવા આમંત્રણ કરીએ છીએ. તમારા પડદાઓ કાઢી નાંખો, અને જે આધ્યાત્મિક પુરૂષો તમે ખરેખર છો, તે ફરીથી થાઓ. તમારી ગેરહાજરીથી અમને ઘણું લાગી આવ્યું છે. તમે પ્રભુની ઇચ્છા બર લાવવાને પૃથ્વી ઉપર ઘણો લાંબો સમય વસ્યા છો. હવે પાછા ફરવાનું સ્થાન આવી ગયું છે. તમારે મુસાફરીથી પાછા ફરવાનો સમય આવી પહોંચ્યો છે. ભુંડ ખાય, તેવાં છોડાં ખાવામાં તમે એટલા બધા ગુલતાન બની ગયા છો કે તમે પાછા ફરવાનું ભૂલી ગયા છો. તમે ઉઠાઉ છોકરા જેવા છો. તમે પિતાને છોડી માર્ગથી દૂર આડે રસ્તે ભાગ્યા છો. તમારો પિતા તમને બોલાવે છે, અને અમે પણ તેમાં અમારો અવાજ ઉમેરીએ છીએ.

જે તમારૂં આધ્યાત્મિક ધામ છે. ત્યાં શું તમે દેવોને

ગીત ગાતાં નથી સાંભળ્યા? તમને તમારો **દેવસ્વભાવ** ગૃહ ભણી પાછા વળવા આમંત્રણ કરી રહ્યો છે, તે શું તમે શ્રવણ નથી કરતા? આટલો લાંબો વખત તમે માર્ગમાં ખોટી થયા, અંધારામાં રહેવાથી તમારાં ચક્ષુઓ એટલાં નિસ્તેજ થઇ ગયાં, તેમજ તમારા કાન એટલા મંદ પડી ગયા કે તમે તમારા હૃદયમાં રહેલો પ્રકાશ જોઇ શકતા નથી, તેમજ તમારા સ્વર્ગીય મિત્ર સલાહકારનો અવાજ સાંભળી શકતા નથી. પ્રકાશ ઝળકી રહ્યો છે, નાદ થઇ રહ્યો છે, અને દેવો તમને આવકાર આપે છે, અને તમારા નિવૃત્તિ-માર્ગ પર દેવો પોતાની મિત્રતા દર્શાવવાને અને તમને દોરવાને તૈયાર છે. **પ્રથમ તો તમારે પ્રાચીન સમયની બાળકના જેવી નિર્દોષ પવિત્રતા પ્રાપ્ત કરવી જોઇએ. અને તમારા મન તથા હૃદયમાંથી વિષય વાસના, કામ ભાવના તથા સર્વ પ્રકારના અશુભ વિચારોને સર્વથા દૂર કરવા જોઇએ.** અને તે પછી તમારામાં જે કાંઇ સૌંદર્યમાં ખામી લાવે તેવું હોય તે દૂર કરવું જોઇએ. **પવિત્રતા** અને **સાંદર્ય** આ બે દીવાદાંડીઓ છે કે જે વાસનાભુવનના તોફાની દરિયામાંથી તેમજ મનની સંક્ષોભ પમાડનારી ગર્જનાઓમાંથી તમને પસાર કરી અનંત પ્રકાશ ભણી લઈ જવામાં મદદગાર થશે.

પવિત્રતા અને સૌંદર્યને તેમને યોગ્ય ઉંચું સ્થાન આપવું જોઇએ. તે બે તત્ત્વોને તમારી જીવન વેદી ઉપર તમારે ઉચ્ચસ્થાન આપવું જોઇએ. જો તમારામાં એ બે તત્ત્વો હશે તો જે બે તત્ત્વોની મૂર્તિરૂપ છે, તેમની પાસે

જવામાં તમને કોઇ પણ પૃથ્વી કે સ્વર્ગની શક્તિ રોકી શકશે નહિ. પવિત્રતા અને સૌંદર્યના જાદુઈ સ્પર્શથી તમારી આંખો પરનાં પડળો દૂર ખસી જશે. તમારા કાનના પડદા ખુલ્લા થઈ જશે. અને ફરીથી એકવાર પ્રકાશ ચળકવા લાગશે અને તમારા હૃદયને આનંદથી ભરી દેશે, અને દિવ્ય સૌંદર્યનો નાદ તમારા હૃદયના છેક ભીતરમાં પડઘો પાડશે. તમારામાં ઘણી શકિતઓ છે. તમે કુદરત પાસેથી ઘણું જ્ઞાન ખુંચવી લીધું છે. પ્રભુના સ્થૂળ શરીરરૂપ પ્રાકૃતિક જગત ઉપર તમે સારો કાબુ મેળવ્યો છે. તમારામાં સત્ત્વ છે. ભૂતકાળમાં તમે બીજ વાવેલાં, તે લણવાનો સમય આવી પહોંચ્યો છે. દેવો તે પાક સાથે તમારી પાસે આવે છે અને તમે તે પાક ઘેર પહોંચાડો એવા વધામણાં સાથે આવે છે. હવે તમારૂ બળ, તમારી વીજળી જેવી નજર અને તમારી અથાક શકિતને નવાં બીજ વાવવામાં વાપરવાની છે કે જેથી વધારે ઉત્તમ પ્રકારનો પાક તમે મેળવી શકો.

તમે પ્રભુથી દૂર વસીને લાંબી યાત્રા કરી જે પાક એકઠો કર્યો છે, તે પાક લઇને તમે પ્રભુ પાસે આવો. તે તમને ગૃહ ભણી પાછા બોલાવે છે અને અમે તે પ્રભુના સંદેશવાહકો છીએ, તે અમારા હાથ લાંબા પસારીને ગૃહ ભણી પાછા વળવાની તમારી રાહ જોઇ ઉભા છીએ. હવે વિલંબ મા કરો. હે આર્યશરીરમાં રહેલા માનવબંધુઓ! જો તમે અમારા આમંત્રણને સ્વીકારશો, તમારા જીવનમાંથી અપવિત્રતાને સર્વથા દૂર કરશો અને તમારા હૃદયમાં સાંદર્યને સ્થાપિત કરશો તો જરૂર તમે દુઃખ અને શોકમાંથી

મુકત થઇ શકશો. પવિત્રતા અને સૌંદર્ય તમારા જીવનમાં વણાઇ જવાં જોઇએ. જો પવિત્રતા અને સૌંદર્ય તમારા જીવનનાં લક્ષણ રૂપ થઈ જશે તો તમે એવા પ્રદેશમાં આવી પહોંચશો કે જ્યાં વિયોગને સ્થાન નથી અને જ્યાં વસનારા જીવોમાં ગંભીર આનંદનો કોઈપણ કારણથી ભંગ થતો નથી. ત્યાં દેવો અને મનુષ્યો સાથે રહી શકે છે, અને જ્યાં પ્રભુ મનુષ્યોને તેમજ દેવોને તથા આખા વિશ્વને પોતાની હથેળીમાં રાખે છે, તે સ્થાનમાં આપણે સાથે રહી તે પ્રભુની ઇચ્છા બર લાવવાના કાર્યમાં આનંદપૂર્વક આપણું જીવન અર્પીશું.

હે માનવીઓ! આનંદમાં રહેનારા અમે, તમારાં દુઃખોને નીહાળીએ છીએ. સર્વથા સંયોગમાં રહેનારાં અમે તમારા વિયોગના દુઃખો જોઇએ છીએ. જીવનથી પ્રકાશતા અમે તમારા ભયંકર રોગોને નજરે જોઈએ છીએ. પ્રભુના બળથી ભરેલા અમે તે દિવસની રાહ જોઇએ છીએ કે જ્યારે તમે–તમારા અને અમારા–આપણા વડીલ બંધુના બળથી આ દુઃખોમાંથી મુક્ત થાઓ અને ભવિષ્યમાં દુઃખ તમને સ્પર્શે પણ નહિં.

જો કે તમારી પૃથ્વીએ એકતાનું ઝાંખુ દર્શન કર્યું છે, છતાં ભેદભાવ જ્યાં ત્યાં નજરે પડે છે ને શોક તમે ભોગવો છો. જે બોજો તમે વહન કરો છો અને જે દુઃખ તમે અનુભવી રહ્યા છો તે બધાનું કારણ જીવનની એકતાનું અજ્ઞાન છે. જો કે પ્રભુ તમને જણાવે છે કે તમે બધા એક છો, છતાં તમે દરરોજ લડો છો, મારી નાખો છો,

છેતરો છો, લુંટો છો. જુલમ ગુજારો છો, અને એક બીજાને દગો દો છો, અને તમારા વચનથી કે કાર્યથી તમે આ જીવનની એકતાના મહાન સિદ્ધાંતનો ભંગ કરો છો, એટલે તમે નવા દુઃખને જન્મ આપો છો.

જે જે કર્મ તમે અનુભવી રહ્યા છો, તે તમે જાતેજ પેદા કર્યું છે. તમારા જીવન સૂર્ય ઉપર જે નાનું સરખું પણ વાદળ આવે છે, તેના જન્મદાતા તમે પોતે છો.

હે પ્રિય માનવ સુહૃદો! આખી મનુષ્યજાતિ એક છે, એ સિદ્ધાંત તમે કયારે શીખશો? તમે કોઇ પ્રજાને કે કોઈ પણ વ્યક્તિને નુકસાન કરો તો તેમાં તમે કેવું નુકસાન તમારા પોતાના પર આમંત્રી રહ્યા છો? જમાનાઓથી તમે યુદ્ધો કર્યાં અને તેનાં પરિણામ ભોગવ્યાં છતાં તમે તે પાઠ શીખ્યા નથી. તમારી બુદ્ધિ જે જગતની સ્થુળ વસ્તુઓ ઉપર આટલી બધી એકાગ્ર છે, તે આ અચળ સત્યો તરફ કેમ આંધળી બની ગઈ છે? જમાનાઓ થયાં તમે અનેક રોગોના ભોગ થઈ પડેલા છો. અત્યારે રોગોનું પ્રમાણ એટલું બધું વધતું જાય છે કે તે તમારા જીવનને સદા ભયમાં રાખે છે. તમારામાં અક્કલ અને જ્ઞાન હોવા છતાં તમે તે રોગોનું ખરૂં કારણ શું છે તે જોઈ શકતા નથી. તમે દવા ખાતર પશુઓ ઉપર અનેક પ્રકારનો ત્રાસ ગુજારો છો, તમે અનેક પ્રકારની રસીઓ બનાવો છો, તમે તમારા શરીરને અનેક પ્રકારની દવાઓ અને ઝેરથી ભરો છો; તે એટલે સુધી કે આ તમારૂં શરીર જે પ્રભુનું મંદિર છે તે તેને રહેવા યોગ્ય રહેતું નથી.

તમે એમ માનો છો કે આવા ઉપચારોથી તમે વાવેલાં બીજનાં પરિણામો દૂર થઇ જશે, અને તમે રોગ, શોક કે દુઃખથી મુક્ત થઇ જશો.

હે વ્હાલા બંધુઓ ! જગતના સંતો અને ઉદ્ધારકોએ જણાવેલ સત્ય ફરીથી એકવાર સાવધાન થઇ સાંભળો.

બધા રોગોનું કારણ તમારા પોતાનામાં છે, તમારા વિચારો, તમારી લાગણીઓ અને તમારાં કાર્યોએ તે રોગોને જન્મ આપ્યો છે. વનસ્પતિની ઔષધિઓથી થોડું ઘણું રોગનું દુઃખ ઓછું થાય, પણ બધાને વાસ્તે રામબાણ ઉપાય તો એકજ છે. તમે બધા મનુષ્યો એક છો, એ સિદ્ધાંતને યથાર્થ સમજો અને તે પ્રમાણે જીવન ગાળો. જેવી રીતે તમે તમારી જાતને ગણો છો, તેવી રીતે બીજી પ્રજાઓ અને બીજા મનુષ્યો સાથે વર્તો. જે જીવનશક્તિ તમને બળ આપી રહી છે, તેજ જીવન શક્તિ તેમનામાં પણ વહી રહી છે. તે અદૃશ્ય અને મુંગી છે, તેથી તમે એમ માનો છો કે તે કદાચ હયાત ન પણ હોય. પણ જો તે પ્રભુની જીવનશકિત એક પળ વાર પણ ખેંચી લેવામાં આવે તો તમે ધૂળ સમાન થઇ જાઓ, અને જેનું તમે અભિમાન ધરાવો છો, તે હુંપણું તો ક્યાંય ચાલ્યું જશે.

એકજ જીવન છે, અને તમે બધા તેના પ્રકટ સ્વરૂપ છો. વિવિધ રૂપોમાં અને વિવિધ આકારોમાં ફક્ત એકજ જીવન–પ્રભુનું જીવન કાર્ય કરી રહેલું છે. આજ એક મહાન્ સત્ય છે કે જેના ઉપર દેવો, મનુષ્યો અને આખા વિશ્વની રચના થએલી છે. શું તમે એમ માનો છો કે આ મહાન્ સત્યનો

તમે અનાદર કરો અને તમે દુઃખ મુકત રહી શકો? અત્યારે બધી પ્રજાઓમાં જે ભયંકર રોગો પ્રકટી નીકળ્યા છે, તેનું કારણ એજ છે કે જીવનની એકતાના મહાન્ નિયમનો ભંગ કરવામાં આવ્યો છે; કારણકે તે નિયમને ચલાવનાર શક્તિ અદૃશ્ય છે. જ્યાં જ્યાં દુઃખ કે શોકની બુમ તમારે કાને પડે, ત્યાં માનજો કે તે નિયમના ભંગનું આ પરિણામ છે. તમારી વચમાં જે શોકજનક ઘટનાઓ બની રહી છે, તે તમને એમ શીખવવા માટે છે કે સઘળું જીવન એક છે, તે નિયમ સમજી તે પ્રમાણે ચાલો.

જ્યારે જુલમ, બીજાનું દ્રવ્ય પચાવી પાડવાની યુક્તિઓ, ઘાતકીપણું અને સ્વાર્થ આ પૃથ્વી પર બંધ થશે ત્યારે રોગ માત્ર અદૃશ્ય થશે, પણ તે પૂર્વે તો નહિ. માટે પ્રભુને ખાતર તમારી હૉસ્પીટાલોમાં અનાથ પશુઓ ઉપર નવી શોધ નિમિત્તે ગુજરતા ત્રાસદાયક અખતરાઓ બંધ કરો. બીજાને દુઃખ આપીને તમે તમારા દુઃખમાંથી બચી જશો, એ ભયંકર ખોટા વ્હેમને તમારામાંથી હમેશને વાસ્તે કાઢી નાખો. આ સ્થિતિ ખરેખર દયાજનક છે. **પવિત્રતા, સૌંદર્ય**, અને **સર્વ જીવનનું ઐક્ય** આ ત્રણ સિદ્ધાંતો પ્રમાણે જો તમે જીવન ગાળો તો પૃથ્વીપરથી સર્વ પ્રકારના શોક નિર્મૂળ થાય, તમારી લાંબી જીવનયાત્રાનો છેડો તમને નજરે પડે, અને પછી તમારાં પગલાં ગૃહભણી પાછાં ફરવા લાગે. જો કે ઘણા જીવોએ આવો રસ્તો મેળવ્યો છે, મુક્તિ પ્રાપ્ત કરીને અને ઘણી જીંદગીઓના ફળરૂપે લાવેલો પાક તેમણે પ્રભુના હસ્તમાં ભેટ તરીકે મૂકયો

છે, પણ હજી મનુષ્યજાતિનો મોટો ભાગ અજ્ઞાન અવસ્થામાં છે. અમે દેવો લોકોનાં ટોળાં પાસે આવીએ છીએ. તેમનો બોજો સહન કરવાના કાર્યમાં સહાય આપવા તથા તેમને બળ ધીરવા તેમના સંબંધમાં આવવા માગીએ છીએ. હે માનવ બંધુઓ ! આવો ! આવો ! કટિબદ્ધ થાઓ અને નિવૃત્તિના–ગૃહ ભણી પાછા વળવાના–માર્ગ પર પગ મૂકો. દેવો તમારી સાથે ચાલી રહ્યા છે.



માત્ર આઠ આના ૦—૮—૦

# ઉચ્ચજીવનના નિયમો

જે મનુષ્ય સંસારમાં રહી, સંસારરૂપી શાળામાં અનુભવના પાઠ શીખી ઉચ્ચજીવન ગાળવા માંગતો હોય તેને આ પુસ્તક એક સાચા ભોમીયા રૂપ થશે. પોતાના આત્મામાં કેટલું બળ રહેલું છે તેના અજ્ઞાનથી મનુષ્ય કેટલો મર્યાદિત બનેલો છે તે મર્યાદામાંથી કેમ છુટવું એ જાણવું હોય તો આ પુસ્તક અવશ્ય વાંચો. તેમાં આવેલાં પ્રકરણો નીચે પ્રમાણે છે.

(૧) વિશાળ ભાવના
(૨) કર્તવ્યનો નિયમ
(૩) યજ્ઞનો નિયમ
(૪) આત્મિક જીવનનું રહસ્ય
(૫) વિચારશક્તિ અને તેનો પ્રભાવ
(૬) પ્રભુની નજરે
(૭) પવિત્રતાનું આધ્યાત્મિક બળ
(૮) એકાગ્ર મનનો પ્રભાવ
(૯) આદર્શ જીવન
(૧૦) ખરી આત્મદશા
(૧૧) આધ્યાત્મિક અને સંસારિક જીવન
(૧૨) આત્મશ્રદ્ધાની ભવ્યતા

પૃષ્ટ ૧૪૮ પાકું પુંઠું છતાં કિંમત માત્ર **આઠ આના.**

દશ આના ૦—૧૦—૦.

# બુદ્ધ ચરિત્ર

વિશ્વવત્સલ દયામૂર્તિ શ્રી બુદ્ધ મહાત્માનું જીવનચરિત્ર તેમના સિદ્ધાંતો તથા શિક્ષણો સાથે આ ગ્રન્થમાં આપવામાં આવ્યું છે. દુનિયાની વસ્તીનો ⅓ ભાગ પ્રાતઃકાલમાં ઉઠીને જે મહાત્માના નામનું સ્મરણ કરે છે, તેમનું 'દયા' 'આત્મસંયમ'નો ઉમદા પાઠ શિખવનાર જીવનચરિત્ર અતિ રસિક અને બોધપ્રદ શૈલિએ રચવામાં આવ્યું છે. પૂર્વના તેમજ પશ્ચિમના અનેક વિદ્વાનોના ગ્રન્થોને આધારે બહુજ કાળજીપૂવક લખવામાં આવ્યું છે. સરકારી તથા ગાયકવાડી કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે. ૫૦૦૦ નકલો ખપી ગઇ છે. પાંચમી આવૃતિની કીંમત રૂ. ૦–૧૦–૦.